# ઉલ્લાસિકા

: લેખક :

દુર્ગેશ શુક્લ










: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

ચિ. હેમંત અને તુષારને

પુષ્પો ઊગ્યાં, પરિમલ અને રંગથી શાં સુહાવ્યાં !





## ભજવનારાઓને

(૧) નાટકનું રિહર્સલ શરૂ કર્યા પહેલાં લેખકની મંજૂરી મેળવી લેવી.

(૨) પત્રવ્યવહાર કરતાં જવાબ માટે લેખકને જોઈતી ટિકિટો બીડવી.

(૩) નાટકના શો દીઠ પુરસ્કારના રૂપિયા દશ લેખકને મોકલવાના રહેશે.

(૪) ટિકિટ રાખીને ભજવવું હશે, તો પુરસ્કાર રૂપિયા વીસ રહેશે.

દુર્ગેશ શુક્લ


વાઘેશ્વરી પાસે,
વઢવાણ શહેર
(સૌરાષ્ટ્ર)



# ભજવતાં પહેલાં

**છેલ્લાં** સાત વર્ષ દરમિયાન 'ઉત્સવિકા'નાં નાટકોએ પ્રાથમિક માધ્યમિક શાળાઓ, મંડળો અને સંસ્થાઓના મનોરંજનના કાર્યક્રમોને સફળ બનાવવામાં સારી એવી મદદ કરી છે. 'એટમ બોમ્બ,' 'બાપુનો ડાયરો,' 'પાઘડી-પરિષદ,' 'શિષ્યદેવો ભવ,' ઘણાં લોકપ્રિય થયાં છે. સાધનસંપન્ન શાળાઓએ નૃત્યનાટિકાઓ પણ ભજવી છે, અને એનાં ગીતો વિદ્યાર્થીગણના કંઠમાં ગુંજતાં થયાં છે. આમ આ પુસ્તકે શાળાઓની ભજવવા માટેનાં નાટકોની માગણી સારા પ્રમાણમાં સંતોષી છે.

'ઉલ્લાસિકા'માં પ્રકટ થતાં નાટકો એવી જ રીતે શૈક્ષણિક નાટ્યપ્રવૃત્તિને પોષક નીવડશે એવી આશા રાખું છું. 'પરીક્ષા પહેલાં' શ્રી. નટુભાઈ બૂચની એ નામની વાર્તા ઉપરથી કેટલાક ફેરફાર સાથે રચ્યું છે. 'અકસ્માતને પરિણામે' એમ. જી. સાયન્સ કૉલેજના મેગેઝીનમાં આવેલ, પ્રા. મુદાલિયર અને પ્રા. નાયકના એક લેખ પરથી લખવા પ્રેરાયેલો. 'ટેકરી પરનું સુંદર ઘર' મારશાકના 'એ લીટલ હાઉસ સ્ટુડ ઓન એ હીલ' પરથી ઉચિત ફેરફારો કરી લખ્યું. છેલ્લું નાટક 'વૃક્ષનું વેર' વર્ષો પહેલાં વાંચેલી એક અંગ્રેજી વાર્તા પરથી સર્જ્યું. બાકીનાં આઠ નાટકો સ્વતંત્ર છે

આ પ્રસંગે એક વસ્તુ તરફ ધ્યાન દોરવાનું રહે છે; અને તે લેખકને આપવા જોઈતા પુરસ્કાર તરફ. શાળા કે મંડળ, જે નાટકો ભજવે, તે બદલ લેખકને પુરસ્કાર મળવો જ જોઈએ, આ વ્યાવહારિક સંબંધનો

સ્વીકાર આપણે ધીમે ધીમે કરતા જઈએ, તો ઘણું જ સારું. લેખક એની કલમ પર પોતાનો નિર્વાહ ચલાવી શકે એવી સ્થિતિ નિર્માણ કરવી જ જોઈશે; જો એની પાસેથી એકાગ્રતાથી થયેલી કલાસાધનાનાં સુંદર ફળ જોઈતાં હશે તો. કારણકે હવે લેખકો એમના માનસિક શ્રમના ગૌરવ પર જીવવા માગે છે, કોઈનાં દાનદક્ષિણા પર નહિ.

ટૂંકામાં લેખકને ભજવાતા નાટકનો પુરસ્કાર મળવો જ જોઈએ.

જ્યારે પરિસ્થિતિ ભિન્ન છે. મનોરંજન કાર્યક્રમોના યોજકો પાસે ખર્ચવા માટે ઘણી મોટી રકમો હોય છે. આમંત્રણ પત્રિકા છાપવા માટે, હોલ ભાડે રાખવા માટે પૈસા છે; પડદા, માઈક, લાઈટ્સ ભાડે લાવવા માટે પૈસા છે. 'મ્યૂઝીક' આપનારા, વેશભૂષા સજાવનારા, નૃત્યનિયોજન કરનારને આપવા પૈસા છે. અરે, કોઈ જાણીતા નાટ્યકારને દિગ્દર્શન માટે બોલાવી સફળ સંચાલન બદલ સારો એવો પગાર આપવા પૈસા છે. સરકાર પાસેથી મનોરંજન નિમિત્તે માથાદીઠ રૂપિયો ગ્રાન્ટ લેવાની તકેદારી છે.

માત્ર લેખકને આપવા માટે ૧૦-૧૫ રૂપિયા જેટલી રકમ આપણા શૈક્ષણિક સંસ્થાના સંસ્કારી સંચાલકો પાસે નથી!

નાટકો ભજવવા માટે રજા લેવી તો બાજુએ રહી, પણ નાટક ભજવીને જે મહદ્ ઉપકાર આ સજ્જનો લેખક પર કરે છે, તે બદલ લેખકે સામેથી ઉપકાર માનવો જોઈએ, એમ એમનું માનવું છે!

કેટલાક તો રજા લેવાની જરૂરિયાત જ જોતા નથી. રજા લે, તો પુરસ્કાર આપવો પડે, એ કરતાં ખબર જ ન આપવી. પાછળથી ખબર પડે, તોયે શું? વાત તો ફક્ત ૧૦ રૂપૈડીની છે ને? ફેંકી દેશું. આવી અપ્રમાણિક મનોદશા સેવનારા ઘણા છે, ને એકંદરે આવા લોકો ફાવે પણ છે. કારણકે લેખકને ખબર પડતી નથી. કોઈ હિતેચ્છુઓના પત્રો દ્વારા, કે છાપાંઓ દ્વારા ખબર પડે છે, પણ ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે.

આ સ્થિતિ છે. પણ એનો કોઈ ઉપાય નથી. વાર્ષિક દિનો, વાલી–દિનો, કે ઉત્સવો પાછળ બસો–પાંચસોનું ખર્ચ કરતા મંડળોએ લેખકને પુરસ્કાર આપવો જોઈએ, એ હકીકતનો સ્વીકાર થાય, ત્યાં સુધી ધીરજ રાખ્યે જ છૂટકો. દૃષ્ટિ કેળવાશે, એટલે જે વિચિત્ર લાગે છે, તે બહુ સ્વાભાવિક લાગશે.

ફી માફ કરાવવાની વૃત્તિથી પ્રેરાઈને લખાયેલાં પત્રોમાં નીચે મુજબની દલીલો હોય છે. ‘અમે નાટક જોવાની ફી રાખી નથી.’ ‘તમારા નાટકનું મૂલ્યાંકન ૧૦ રૂપિયા જેટલું આંકવાનું અમને ગમતું નથી,’ ‘બીજા લેખકોએ ઉદાર થઈ મફત ભજવવાની રજા આપી છે, તો તમે પણ આપો.’ ‘સરકારી ખાતું આ અંગે કંઈ ગ્રાન્ટ આપતું નથી.’ વગેરે, વગેરે.

આના જવાબો આ. લેખકને પુરસ્કાર આપવા એક આનો પ્રવેશ ફી રાખી શકાય. નાટકનું મૂલ્યાંકન ફક્ત ૧૦ રૂપિયા જે અંકાય, તેનો આ લેખકને વાંધો નથી. જે લેખક પુરસ્કાર ન માગે, તેને હાર્દિક આભારનું પોસ્ટકાર્ડ લખી શકો છો, પણ જે માગે, તેને તો પુરસ્કાર મોકલવાનો આગ્રહ રાખો. ને છેલ્લે, સરકારી ગ્રાન્ટ મેળવવાનો પ્રયત્ન સંસ્થાએ કરવાનો છે, લેખકને એ સાથે સંબંધ નથી.

પણ આવી દલીલો કરવા કરતાં, નાટક જ ન ભજવીએ, તો ખોટું શું ?. ને જો નાટક ભજવવું જ છે, તો જરૂર પુરસ્કાર આપીએ. કચવાતાં નહિ, પણ પ્રસન્નચિત્તે આપીએ.

પરિસ્થિતિ પલટાવી જોઇએ. ધીરે ધીરે પલટાશે એવી આશા રાખીએ.

૯–૯–’૫૬ — દુર્ગેશ શુકલ

# અનુક્રમ

# બઢો પોપટજી

[ એક સુસજ્જ દીવાનખાનું. વચ્ચે સોફા. બાજુમાં મુનીમને બેસવાની બેઠક. પાસે ઢાળિયું. નજીકમાં પોપટનું પિંજર. પડદો ઊપડે છે ત્યારે મુનીમ રૂસ્તમજી પ્રવેશતા હોય છે. હસમુખા ને ચોક્કસ માણસ છે. ]

રૂસ્તમજી : ( પિંજર પાસે જઈ ) બોલો પોપટજી, સીટ્ટારામ, સીટ્ટારામ. ( રામજી પ્રવેશે છે ) કાં એલા રામલા ? આટલો બઢો ઉટાવલો કાં ચાઈલો ? ઢાર બાર પરી છે કે સું ? રસોઈ પટી ગઈ ?

રામશંકર : જુવો રૂસ્તમજી, અત્યારે હું રામલો નથી; રામશંકર મહારાજ છું. અબોટિયું પહેર્યું હોય ત્યારે સેવકને માનથી સંબોધતાં શીખો.

રૂસ્તમજી : હા બા, હા. રામસંકર મહારાજ. તે પન આમ દોડિયા કાં જાવોચ?

રામશંકર : અરે, હજી માસ્તર શાક લઈને નથી મૂવા.

[ માસ્તર શાકની દેલી ઉપાડી આવે છે. ]

માસ્તર : આ મૂવા. એક અડધી કલાક થઈ એમાં તો પાછળ મારા નામની પોક પડી જ છે. લે શાક.

[ રામશંકર દેલી લઈ જાય છે. ]

રૂસ્તમજી : આવરડાના પૂરા લાગો છ બા. આઈ સું સાક વાવવા ગયા ઊટા કે લનવા ગયા ઊટા?

માસ્તર : વાવ્યું, લણ્યું ને લાવ્યો. ત્રણે કામ એક સાથે કર્યાં. હવે કંઈ કહેવું છે તમારે?

રૂસ્તમજી : ટમારી હા બા, ટમે બદ્ધું કડી શકો. જાદુગર છો જી. ચાલોજી. હિસાબ લખાવોજી.

માસ્તર : લખો. એક આનાનું આદું, બે પૈસાની કોથમી, છ પૈસાનાં દાતણ, પાંચ પૈસાનાં લીંબુ, બે પૈસાનાં મરચાં, એક પૈસાનો લીમડો.

રૂસ્તમજી : લીમડો ટો આપ્રુ કંપાઉન્ડમાં ઘનો ઊગેચજી. લીમડાનો ટે પૈસો હતો હોસે?

માસ્તર : આ તો મીઠો લીમડો. કઢીમાં નાખવા માટે.

રૂસ્તમજી : હા બા, હા. ટમે હિંદુ લોક ડાલશાકમાં ઝાડપાન નાખોચજી. જાનુચ બા. આગળ બોલોજી.

માસ્તર : પાંચ શેર બટાકા ને ત્રણ શેર રીંગણાં. લાવો બે રૂપિયા, એક આનો, નવ પાઈ. ને લો આ બિલ.

રૂસ્તમજી : બે રૂપિયા, એક આનો, નવ પાઈ! અટટટટ! બે રૂપિયા, એક આનો, નવ પાઈ! માસ્તરજી, ટમારો હાથ બહુ છુટ્ટો. પેસા પાનીની મિસાલ વાપરોછજી. શાક-ભાજીના બે રૂપિયા, એક આનો, નવ પાઈ. અટટટટ.

માસ્તર : આઠ આને શેરથી ઓછું શાક મળતું નથી ક્યાંય.

રૂસ્તમજી : ન શું મીલે, મારા શેઠ? તમે બજારનાં ચાર ઠેકાને પુછટા નહી. પેલા લોભિયાની વાટ જાનોછ કે નઈ? નાળિયેર લેવા ગીયો ટો એ. એક પૈસાના બટખડિયા સુધી પહોંચ્યો ગેટો.

માસ્તર : મફત લેવા નાળિયેરી પર ચડ્યો તે મરી ગયો.

રૂસ્તમજી : રે ટમુને મફ્ટ લાવવાનું કેંછ કોન? પૈસાનું મીલે પછી મફ્ટની મોંકાન કાંય કરોચ, બાવા.

માસ્તર : તો તમે જ લેવા જતા હો તો?

રૂસ્તમજી : તે હું જ જાત, મારા શેઠ. ટમને તસ્દી આપત નહિ. ભેગાભેગું ટમારી જેમ મારા ઘરનું શાક બી બારોબાર નીકલી જાત.

માસ્તર : તે હું મારા ઘરનું શાક એમાંથી કાઢી લઉં છું?

રૂસ્તમજી : ના બાવા, ના. ન કાઢતા હો, ટો ટમારા જેવો મુરખ કોન? આ તો વેવારની વાત છે. હિસાબ તો હું લખું છું ને? ચાર આને બટાકા મીલેછ, ને તમે છ આને લખાવોચ. તો બી મેં લખવાની ના પાડી છે? લેઓ આ બે રૂપિયા, એક આનો, ને નવ પાઈ. ખોટું ન લગાડતા, શેઠિયા. આ તો મ્હેજ ઠઠ્ઠા મશ્કરી કીધીજી. ટમે તો ખાનદાન છો ખાનદાન. લોજી, હવે

આય સેવક બજારમાં જરા જઈ આવે. ટમે ટેલીફોન આવે, તો ઢિયાન રાખજોજી.

[રૂસ્તમજી જાય છે, રામજી આવે છે.]

રામશંકર : માસ્તર, ગઈ કાલનું ઘી લાવવાનું કહી રાખ્યું છે. હજી આવ્યું નથી.

માસ્તર : આવશે.

રામ : પણ ક્યારે ?

માસ્તર : પાટલા પડશે ત્યારે.

રામ : આમ છેલ્લી ઘડીએ કામ કરવાની ટેવ સારી નહિ. કોઈ દિવસ છક્કડ ખાશો.

માસ્તર : ત્યારે કરું શું રામશંકર ? સવારથી સાંજ સુધી બાબરા ભૂતની જેમ ચડઊતર કરું છું; પણ જશને બદલે જુતિયાં.

રામશંકર : એ તો એમ જ હોય.

માસ્તર : આજે જો કંઈ નસીબ તેજ હોય, ને....

રામજી : આજે છે કાંઈ ?

માસ્તર : કેમ ! અરુણભાઈનું પરિણામ.

રામજી : હા એલા....મેટ્રિકનું પરિણામ.

માસ્તર : સારું આવે તો ઠીક. નહિ તો નોકરીમાંથીયે ખડખડિયું. પ્રભુ લાજ રાખે તો સારું.

[શેઠ પ્રવેશે છે. હાથમાં તાર છે.]

શેઠ : અભિનંદન માસ્તર, અરુણ પાસ થયો.

માસ્તર : શું કહો છો સાહેબ ? ખરેખર ?

શેઠ : હા, તાર આવી ગયો, ફર્સ્ટ ક્લાસ માર્ક્સ લઈ આવ્યો છે.

માસ્તર : તેરમે વર્ષે મેટ્રિક!

રામજી : પહેલે ધડાકે પાસ. રંગ છે અરુણભાઈ ને.

માસ્તર : હવે સત્તરમે વર્ષે બી. એ. થઈ ગયા સમજી લો.

રામજી : ને પછી હોસ્પીટલ.

શેઠ : શું કહ્યું?

રામજી : પછી ડોક્ટર થશે.

માસ્તર : થશે થશે. કેમ નહિ થાય?

શેઠ : બધો યશ તમને છે, માસ્તર. તમારી મહેનત લેખે લાગી.

રામજી : તમારી ભણાવવાની રીત બહુ સારી. પઢાવીને પોપટ બનાવી દો.

માસ્તર : રીત એકલી ન ચાલે મારા સાહેબ, વાતાવરણ જોઈએ. ઘરમાં છેલ્લા બે મહિનાથી કેવી જમાવટ કરી હતી? એ પેલી ભીંત પર પાટિયું લટકે. વાંચો અમારો મુદ્રાલેખ. હનુમાનજીનો નિરધાર, એક કૂદકે દરિયો પાર. તેરમે વર્ષે મેટ્રિક.

રામજી : અરે વાહ રે કળિયુગના હનુમાન! ક્યાં એ પવનસૂત ને ક્યાં તમે ભરમણાના ભૂત!

માસ્તર : વાતાવરણ જામ્યું, પછી મહેનત શરૂ થઈ, રાતના ઉજાગરા ઓછા કર્યા છે? અંગ્રેજી શબ્દના સ્પેલીંગ મોંઢે, ફ્રેક્ટર જીભને ટેરવે, આંક આંગળીના વેઢે; સંસ્કૃતનાં રૂપો કડકડાટ. લોક કહે ગોખણપટ્ટી, અમે કહીએ મુખપાઠ.

રામજી : હાસ્તો, ગરથ ગાંઠે ને વિદ્યા પાઠે.

માસ્તર : સવારે ચાર વાગ્યે ઊઠીને ચોપડી, તે રાતના બાર સુધી. વચ્ચે ચાર કલાક ઊંઘ્યા છીએ.

શેઠ : ખરું ખરું, મહેનત ઓછી નથી લીધી.

રામજી : લીધી જ છે તો. અરુણભાઈના દિદાર તો જુઓ. પિંજરાનો પોપટ. નથી ખાતો, નથી પીતો.

માસ્તર : એ વિના પાસ થવાતું હશે ? એ તો તપ છે તપ.

રામજી : નાની ઉંમરે તપ કરી ઈંદ્રાસન મેળવ્યું: ટકે તો સારું.

માસ્તર : ભગવાને મારા પર દયા કરી. જશ અપાવ્યો હોં શેઠ, નહિ તો પેલા ઠાકોરભાઈ ને ઝીણાભાઈ મારી ટાલ પાડી નાખત. કહેત, નાની ઉંમરે મેટ્રિક કરાવવા નીકળ્યો છે, તે હવે હેઠો બેસ, હવે હું એ સામે મોરચો બાંધીશ. આવી જાવ, તેરમે વરસે મેટ્રિક.

રામજી : તે હેં માસ્તર, તમારી લાગવગ ચાલે ખરી ?

માસ્તર : શાની વળી ?

રામજી : આ પેલા પ્રોફેસર દેહઈનો કામવાળો કેતો'તો કે મારા સાબ્ય મેટલીટમાં છે. તે કંઈ કંઈ મોટા સાયેબો આવેસે. સાબ્યની દાઢીમાં હાથ ને ગજવામાં નોટયુંના થોકડા ઘાલતા જાયસે. સાહેબ ધારે તો પાસ કરી દે.

માસ્તર : છટ, છટ, એવું કરવાની જરૂર ન પડે. અરુણભાઈ તો ફર્સ્ટક્લાસ પાસ થયા.

રામજી : તે ઈ તો ફસ્ટકલાસેય આલે. એને કયાં લેવા જવું પડે છે ? મન થાય કે આલ્યું.

શેઠ : હવે તું તારું કામ કર રામજી, બધી વાતમાં તારે બોલ્યા વિના ન ચાલે.

[ ફોઈબા પ્રવેશે છે ]

શેઠ : મોટીબેન, અરુણ પાસ થયો.

ફોઈબા : પાસ થયો! હાશ! ભગવાન એને સો વર્ષનો કરે. સાચું કહું ભાઈ, મને તો એમ થતું હતું, કે આવડા નાનકડા છોકરાને માથે, આટલો બધો બોજો શા માટે? આખો દી વાંચ, વાંચ ને વાંચ.

માસ્તર : એ તો એમ જ હોય ફોઈબા. મહેનત કરી, તો ફળ મળ્યું. કેટલાં વરસ બચ્યાં એ જાણો છો! સોળ સત્તર વર્ષે મેટ્રિક થાય છે. ત્યારે આ તો તેરમે વર્ષે મેટ્રિક.

રામજી : રંગ રહી ગયો માસ્તરનો. અરુણભાઈ પહેલે વરસે પાસ, બાકી ઘણા તો ફૂડી તીડી લગાવે.

શેઠ : હા હા હા. મને એક વાત યાદ આવી. મારા એક દોસ્ત મેટ્રિકમાં હતા. નપાસ જ થયાં કરે એનો દીકરો મેટ્રિકમાં આવ્યો ત્યારે બાપદીકરો પાસ સાથે થયા.

રામજી : દીકરાનો સાથ કરવા જ રોકાયો હશે એટલાં વરસ.

શેઠ : મેટ્રિકનું તો એવું છે. પાસ થયા તો થયા.

રામજી : ને અટક્યા તો પછી લટક્યા જ કરો છેવટ સુધી.

શેઠ : અરુણે ભારે કરી! હોંશિયાર ખરો.

માસ્તર : (ફુલાતો) તેરમે વરસે મેટ્રિક.

ફોઈબા : હવે તો ભણવાનું પૂરું થયું ને ભઈ! હવે એને વહેલા ઊઠવાનું ને મોડે સુધી જાગવાનું નહિ ને? બચ્ચારો ભણવા આડે પેટ ભરીને જમતોયે નથી. મારો તો જીવ બળે છે. બળ્યું આ ભણતર. પૂરું થયું હોય તો છૂટ્યા.

શેઠ : હવે જ ખરું ભણવાનું શરૂ થયું, બેન. હવે અરુણ કૉલેજમાં જશે.

ફોઈબા : કોલેજ ને ફોલેજ. આપણને તો ભઈ, આ બધું કંઈ
સમજાય નહિ. બચ્ચારો મા વનાનો છોકરો અડધો
થઈ ગયો છે. આ તે ભણતર કહેવાય? લ્યો હું હવે
જાઉં. મારે ઠાકોરજી વાટ જુએ છે.

[જાય છે]

શેઠ : અરુણ ક્યાં ગયો!

માસ્તર : અરુણભાઈ, ઓ અરુણભાઈ!

[દૂર સોફામાં સૂતેલ અરુણ ઝબકી
જાગે છે, દુબળો નિશ્ચેતન ચશ્મેલ]

અરુણ : જી. ગુરુજી.

માસ્તર : અહીં જ સૂતા હતા!

શેઠ : તું પાસ થયો અરુણ.

અરુણ : જી....

માસ્તર : ફર્સ્ટક્લાસ.

અરુણ : હા જી.

શેઠ : બોલ શું ઈનામ આપું?

અરુણ : ઈનામ!

માસ્તર : માગો, માગો.

અરુણ : મારે એક બેઆની જોઈએ છે.

માસ્તર : બસ! એમાં શું માગ્યું?

શેઠ : ભલે ભલે, લેજે. ને તારા માટે મુંબઈથી સરસ વાર્તાની
ચોપડીઓ લેતો આવીશ.

રામજી : થોડાંક રમકડાંયે લાવજો. હજી રમે એવડા છે.

માસ્તર : શેઠસાહેબ!

શેઠ : બોલો માસ્તર

માસ્તર : જો સસ્તી મળે, તો મારા માટે, એક કાંડા ઘડિયાળ લેતા આવજો.

શેઠ : જરૂર. એમાં શું ? તમને તો મારે રાજી કરવા છે.

માસ્તર : આપની દયા છે, સાહેબ !

શેઠ : ચાલો, ત્યારે હું હવે જાઉં.

[ શેઠ જાય છે ].

રામજી : લ્યો હવે તમારે ઊઠવું છે કે નહિ માસ્તર ! પછી. ઘી ક્યારે લાવશો ! રોટલા પર ચોપડીશ શું ? હવે આ. રામજીને રામશંકર મહારાજ બની રસોડામાં જવાનો સમય થયો ને તમારે અરુણકુમારના ગુરુજી મટીને. ખરીદી કારકૂન બનવાનો વખત થયો. ઊઠો. ભજવો સ્વાંગ.

માસ્તર : આજ તો નિરાંત લેવા દે.

રામજી : નિરાંત શાની ? હમણાં બધાની પાટલે પધરામણી થશે. ભાણામાં ધરશું શું ?

માસ્તર : મિષ્ટાન્ન રાંધીશ કે નહિ ?

રામજી : એક શરત હોય તો. મારી હારોહાર હાંડિયા લેવા પડશે.

માસ્તર : એ શું વળી ?

રામજી : લાડવા ખાવા હોય, તો હાથમાં લો મોગરી, ને પૂરી. ઝાપટવી હોય તો લ્યો વેલણરૂપી હાંડિયા, પહેરો અબોટિયાં ને રસોડારૂપી ચાચરના ચોકમાં ઊતરી પડો. બહુચર માતાના રાસડા લેવા.

માસ્તર : તે તું આજેય મને રસોઈ કરવા બેસાડવાનો ?

રામજી : હાસ્તો વળી, અમસ્તા જલસા પાણી ઉડાવવા હશે ?

માસ્તર : ભલે ભાઈ, જોડાઈશું તારી જમાતમાં.

રામજી : માસ્તર, તમારું ભારે સુખ. જ્યાં જાવ ત્યાં દૂધમાં સાકર ભળે તેમ ભળી જાવ છો! તેરમે વરસે દીકરાને મેટ્રિક કરવો છે, તો કે જરૂર. દીકરીનાં લગન કરવાં છે તો કે ચપટી વગાડતાં મૂરતિયો હાજર. રસોઈયો નથી તો કે અબઘડી રસોઈ તૈયાર.

માસ્તર : બધુંય આવડવું જોઈએ, રામશંકર. મોટા માણસને ત્યાં રહેવું હોય તો.

રામજી : છોકરાને હીંચકો નાખવો છે તો કે અબોલોલો હાલ્ય.

માસ્તર : એય કરવું પડે.

રામજી : સબ બંદરકા વેપારી.

માસ્તર : એય બનવું પડે.

રામજી : ખરા છો! હવે સીધાવો તપેલી લઈને ઘી લેવા. હું જાઉં રસોડે.

[ જાય છે.: મુનીમ રૂસ્તમજી પ્રવેશે છે. ]

રૂસ્તમજી : પઢો પોપટજી સીટ્ટારામ, સીટ્ટારામ, કોન માસ્તર બાવા? કેમ છોજી! ઠીક છોજી! પછી નાના શેઠજીનું રિઝલ્ટ આઈવુંજી?

માસ્તર : હા બાવાજી, પહેલે નંબરે પાસ. આ તાર વાંચોજી.

રૂસ્તમજી : લાવોજી (વાંચતો) પાસ, ફર્સ્ટકલાસ કોન્ગ્રેચ્યુ— લેશન્સ વાહ! નાના શેઠજીએ બી કાંઈ કીઢી છે! ફર્સ્ટ ટ્રાયલે પાસ! સોજ્જું બાવા! આનું નામ હોંશિયારી, કેમ માસ્તરજી! ઓવર બાઉન્ડ્રી મારી. ટમૂને મુબારકબાદી·

મારા શેઠિયા—ટેર વરસ ઠિયા, ને ટમે ઘોડો વીનમાં લાઈવા! બાહોશીનું કામ કીડું બાવા.

માસ્તર : પેસ્તનજી, શેઠને જરા ભલામણ કરજો.

રૂસ્તમજી : શેની ભલામણ, શેઠિયા?

માસ્તર : કંઈક બક્ષિસ આપે.

રૂસ્તમજી : આપસે આપસે. કેમ નહિ આપે? બહુ બહાદુરીનું કામ કીડુંચ.

[ માસ્તર જાય છે, અરુણ ધીમે પગલે પાસે આવે છે.]

રૂસ્તમજી : બોલો પોપટજી, સીટ્ટારામ, સીટ્ટારામ.

અરુણ : બાવાજી.

રૂસ્તમજી : કોન! નાના શેઠ! ઘનું જીવો. ખોદાયજી ટમુને લાંબું આયુષ આપો. ધન, ધાન, લખમી, સરસવટી વઢો. ટમુને જોઈને મકુંજે આજ તો મને કાંઈ હરખ હરખ ઠાયચ! કાંઈ કીઢાની વાટ નઠી જી. મેટ્રીકમાં પાસ થઈ ગિયા મારા શેઠ!

અરુણ : બાવાજી....મારે એક....

રૂસ્તમજી : બોલોજી....બોલોજી....હુકમ કરોજી.

અરુણ : મને એક બે આના આપશો? બાપાજીએ કહ્યું છે.

રૂસ્તમજી : બે આના! અઠઠઠ બે આના! બે આના ઠાયચ કેમ એ જાનોછોજી?

અરુણ : હા, બાપાજીની મિલમાં રૂપિયાનું ઝાડ છે. પગારને દાંડે હલાવે છે એટલે પૈસા પડે છે.

રૂસ્તમજી : વાહરે શેઠિયા, ખૂબ ગનાન મેલવ્યું! પૈસા તો

ટંકશાળમાં પાડે. તમારા માસ્તરજીએ ટમુને શીખવ્યું નથી ?

અરુણ : શીખવ્યું તો છે, પણ એટલા બધા પૈસા કંઈ ટંકશાળમાં પાડી શકાય ? ઝાડ ઉપર જ ઊગે. પડી જાય કે ફરી પાછા ઊગી જાય.

રૂસ્તમજી : ખોદાયજી ! ટમુને કોઈ સાંભલે તો માને જ નઈ, કે મેટરીક સુઢી ભનેલો પોરિયો આ બોલેચ.

અરુણ : હવે બોલોને, બે આના દેશો ?

રૂસ્તમજી : પન કરશો સું જી ? આય ઘરમાં ટમે માગો ઈ લાવી ડેવામાં આવે છ. પછી પૈસાની જરૂર શી પડીજી ?

અરુણ : મારે એક છોકરાને દેવાના છે.

રૂસ્તમજી : તમે એની સાથે શું વેપાર કીઢોજી ?

અરુણ : વેપાર નથી કર્યો, આ તો...

રૂસ્તમજી : બોલોજી તમે શું લીધુંટું જી !

અરુણ : મેં...મેં....(ખીજાઈને) આપવા હોય તો આપો. નહિ તો કંઈ નહિ.

રૂસ્તમજી : ટો મલસે બી નહિ. ટમારા ખાટામાં આ બે આના ઉઢારવા પડે. લખવું પરે. કે અરુણભાઈને ખાટે, આના બે ફુગ્ગા લેવા માટે. ને ટમારે શેઠ, એનું વાઉચર લાવવું પડે. બઢું કાયડેસર કામ. અઢ્ઢર બઢ્ઢર ન ચાલે. હવે ટો એકાઉન્ટ ઑડીટ કરાવવું પરેછજી. આ રૂસ્તમજી શેઠની નોકરી અમસ્તી નથી કરતો. પઈએ પઈનો હિસાબ રાખેચ, ચોખ્ખો ચટ.

[ અરુણ નિરાશ થઈ દૂર જાય છે.
જહુરામ દાદા આવે છે.]

જહુરામ : બોલો રૂસ્તમજી, સીટ્ટારામ.

રૂસ્તમજી : સીટ્ટારામ, પઢારો પઢારો જહુરામ ડાડા, ક્યાંથી ભૂલા પડ્યા શેઠિયા ?

દાદા : બોન છે કે ઘરમાં ?

રૂસ્તમજી : છેજી, છેજી. અરે અરુણશેઠ. બેનજીને ખબર આપો. જહુરામડાડા આઈવાચ.

અરુણ : હાજી.

[ અરુણ જાય છે. ]

રૂસ્તમજી : બેસોજી આપ સોફા પર.

દાદા : ઈ પોચું પોચું નો ફાવે. અહીં જમીન પર જ ઠીક છે. બોલો રૂસ્તમજી, કેમ ચાલે છે !

રૂસ્તમજી : સોજ્જું, તમારા રાજમાં લીલાલેર છે.

દાદા : મારું રાજ શાનું ? રાજ તમારા શેઠનું. તમે પારસી લોક મીઠાબોલા ભારે.

રૂસ્તમજી : ટે બાવા, પારકા પરદેશમાં આવી વસિયા, ને પોટાનું વટન કરી રહિયા, ટે જબાન મીઠીમધ ન રાખી હોત, તો હાંકી કાઢિયા ન હોત ? લેઓજી આ બેનજી પંધારિયાં.

[ ફોઈબા ને અરુણ આવે છે. ]

ફોઈબા : આવો જહુરામભાઈ, ક્યારે આવ્યા ?

દાદા : હાલ્યો આવું છું. શહેરમાં આવ્યો'તો તે થયું, લાવ બોન પાસે આંટો મારી આવું.

ફોઈબા : બહુ સારુ કર્યું. ભાઈ, આજ તો રોકાશો ને ?

દાદા : ના રે બોન, સાંજે પાછા, આપણને આ મોટરું ને માણુના

મેળામાં નો ફાવે. ભેંસું ભુંરાટી થઈ ને જાણે ભાંભરતી ને દોટ્યું મેલતી ન હોય ઈમ લાગે.

ફોઈબા : પણ આજ તો જમ્યા વિના નહિ જ જવા દઉં. આપણો અરુણ મેટ્રિકમાં પાસ થયો. (અરુણને) અરુણ, દાદાને પગે લાગ.

દાદા : (આશિષ દેતા) સો વરસનો થા બેટા. (શરીર સામું જોઈ) બોન, આશીર્વાદ તો દીધા, પણ આ શરીર સો ચોમાસાં સામે ઝીક ઝાલશે કઈ રીતે? બહુ નબળો છે!

ફોઈબા : ભણતર વધ્યું ભઈલા, શું થાય?

દાદા : હાચું હાચું. કે'છે કે છોકરાનાં વજન ભારોભાર એમની ચોપડિયુંનું વજન થાય છે. પેલી વાતવાળું છે. પઢાવીને પોપટ બનાવી દેવા છે છોકરાંવને.

રૂસ્તમજી : બોલો પોપટજી સીતારામ, સીતારામ.

દાદા : પોપટિયું ભણતર, બોલ અરુણ, બળદનું પૂંછડું આંબળતાં આવડે છે?

અરુણ : બળદની પૂંછડી!

રૂસ્તમજી : પૂંછડી નહિ, શેઠિયા, પૂંછડું.

ફોઈબા : પૂંછડી તો બિલાડીની કહેવાય. બળદનું પૂંછડું.

અરૂણ : આંબળવું એટલે?

દાદા : આમ વળ દઈએ ઈ.

અરુણ : પૂંછડીએ કળ દઈએ શું કામ?

રૂસ્તમજી : કળ નહિ, શેઠિયા, કળ તો રમકડાંને દેવાય

અરુણ : પણ દઈએ પછી શું થાય?

દાદા : પછી બળદ હાલે ચાલે ચીલે.

અરુણ : ચીલે ના ચાલે, પાટે પાટે ચાલે.

રૂસ્તમજી : બળદ કંઈ ગાડી છે, શેઠિયા, તે એને ચાલવા પાટા જોઈએ ?

અરુણ : પાટા વિના ચાલે કેવી રીતે ?

દાદા : ચાર પગે.

અરુણ : પગે ! ઉહું પૈડા પર, પૈડાંને ટાયર હોય.

રૂસ્તમજી : હા હા હા. મોટરનાં પૈડાંને ટાયર હોય, બલદને નો હોય મારા, શેઠ.

અરુણ : તો એ ચાલે જ નહિ.

દાદા : ભારે ભણ્યો ! સાંભળો બેન, આ ભણતર ! બંગલાની ચાર ભીંત્યું વચ્ચે ભણાવ્યો છે, તેનું પરિણામ જોયું ? ધાર્ય ગગા, કે તું જતો હોય ને સામેથી આવે માર-કણી ભેંસ, તો ?

અરુણ : ઓટલે ચડી જાઉં.

દાદા : ઓટલે બેઠું હોય હડકાયું કૂતરું.

અરુણ : તો ઝાડે ચડી જાઉં.

દાદા : ઝાડે લટકતો હોય કાળોતરો નાગ.

અરુણ : તો.......તો.......પાતાળમાં પેસી જાઉં.

દાદા : પાતાળમાં પોઢ્યો હોય રાક્ષસ, તો ?

અરુણ : આકાશમાં ઊડી જાઉં.

દાદા : ત્યાં હોય ભૂખ્યો ડાંસ ગરુડ, તો શું કરે ?

અરુણ : અલોપ થઈ જાઉં.

દાદા : હેં ! ખરો મારો ભાઈ લો. આવું છે, બેન, આજનું ભણતર:

જ્યાં ખરાખરીનો ખેલ આવે, ઈયાં અલોપ થઈ જવાનું શીખવાડે, ઈ આજનું ભણતર.

રૂસ્તમજી : અહારના ભનનારાના મગજ ટેજ, હાથપગ લૂલા.

અરુણ : હેં દાદા, તમે શું કરો ?

દાદા : હું મારકણીનું શીંગડું એવું ઝાલું કે ચકુકે શાની. ગગા, લે બોલ, તને ઘોચું મારતાં આવડેસ ?

અરુણ : એ શું વળી ?

રૂસ્તમજી : ભમરડે રમિયા છ કે નઈ શેઠિયા ?

અરુણ : ભમરડો ! હા, મારા માસ્તર કહેતા હતા ખરા કે પૃથ્વી ભમરડા જેવી ફરે છે.

દાદા : તેં ભમરડો જોયો નથી, પછી ફેરવ્યો તો હોય ક્યાંથી ? જો, રમતમાં જે હારે, ઈના ભમરડાને આરથી ઘોચું મરાય.

અરુણ : પોસ્ટમેન લાવે છે એ તારથી ?

દાદા : તાર નહિ, આર.

અરુણ : આર તો એ. બી. સી. ડી. માં આવે છે.

દાદા : ઈ રામ જાણે. આર એટલે વાગે એવી અણી. ભમરડામાં હોય. રૂસ્તમજી આને એકાદ ભમરડો લાવી આપજો.

રૂસ્તમજી : સેઠજીની રજા હોસે તો જરૂર લાવી દેવસ.

દાદા : એમાંય શેઠજીની રજા ? ખાળે ડુચા ને દરવાજા મોકળા એવો ઘાટ છે આ ઘરનો.

અરુણ : દાદા, મને તમારી ભાષા સમજાતી નથી.

દાદા : મારી ભાષા દુનિયાની ભાષા છે. ઈ નઈ સમજાય તો વેવાર કેમ ચાલશે ? ખોન, છોકરો ભણ્યો છે પણ ગણ્યો નથી. મારી પરીક્ષામાં નપાસ.

ફોઈબા : શું કરીએ ! ભાઈનો સ્વભાવ તો તમે જાણો છો ? બસ ભણાવો, ભણાવો. મારે ઝટપટ વિલાયત મોકલવો છે. ચડ ચૂલા ઝટ ખાઉં જેવી વાત છે. અરુણ હજી તો તેર વરસનો થયો. ચોપડીઓ આડે એને ઊંચો આવવા દીધો નથી. આ ઉંમરે એને સરખે સરખા છોકરાંની સાથે રમવું જમવું ગમે. પણ આ તો વાંચ, વાંચ ને વાંચ. બીજી વાત નહિ. ભાઈને કંઈ કહેવાય છે ? એ તો એના તાનમાં.

દાદા : તાનમાં રહેશે તો પેલા ગધેડા જેવી દશા થશે. શિયાળ-વાએ ઘણુંયે વાર્યું તોયે તાનમાં ને તાનમાં ગાયું.

રૂસ્તમજી : હા શેઠિયા ! તે રખેવાલના હાઠના દંડા ખાવા પડીયા ઉતા. યાડ છે, યાડ છે.

દાદા : એવું થશે ત્યારે જ સાન આવશે. છોકરો સાવ સાંઠીકડા જેવો થઈ ગયો છે. પથારીએ પડશે તે દી ?

ફોઈબા : ભગવાન એને સાજોતાજો રાખે. હું યે સમજું છું, પણ આ ઘરમાં મારું ઉપજે કેટલું ? ઓશિયાળો રોટલો.

દાદા : હે હરિ ! હું ક્યાં નથી જાણતો બોન ? લ્યો હવે તમે ઊઠો, હુંયે જઈ આવું કોરટે. મુદત નખાવવી છે, તે વકીલને મળવું છે. જમવા ટાણે આવી જઈશ.

ફોઈબા : ભલે જઈ આવો, ચાલ અરુણ, મારી સાથે

[ બન્ને જાય છે ]

રૂસ્તમજી : જડુરામદાદા, તમે સાવ સાચી વાટ કીઢી. આય ભનતર કંઈ કામનું નઈ. હીંગ ફટકડી લેટાં બી આ મેટલીક પાસને ન આવડે.

દાદા : તો પછી ઈ ભણતરથી વળે શું ? પેલું ગાયન છે ને ? સાંભળો.

મેટરીકનું માટલું ફોડયું,
ભઈલાએ મેટરીકનું માટલું ફોડયું.
ઊંધે અસ્ત્રે માથું બોડયું,
ભઈલાએ મેટરીકનું માટલું ફોડયું.

રૂસ્તમજી : બ્હા ! બ્હા ! બડાબડ ! બડાબડ !

દાદા : રમતાં ન આવડે કે જમતાં ન આવડે,
ગમ્મતનું નામ નથી લીધું,
ભણી ભણી થયા પોપટજી
પટ્ટ ઊડયા સ્વરગમાં સીધ્ધું.

રૂસ્તમજી : બ્હાજી ! બ્હા ! કંઈ ગાયન ! મેટરીકનું માટલું ફોઈડું.

દાદા : લો હવે હું જઈ આવું કોરટે.

[જહુરામ જાય છે]

રૂસ્તમજી : ડોસો કાંઈ વિદ્વાન ઉતો ! કેવી ગજબ ગજબની વાટ કરટો ઉતો. આ ગામડીયા લોકબી ઓછા ઉટરે એમ નથી. શહેરવાલાને આ લોકો મોટા બઢ્ઢા બલઢિયા સમઝેચ. સોન્જું ! બા, સોનજું.

[માસ્તર બેગ, બીસ્તર ઉપાડી આવે છે]

રૂસ્તમજી : કાય માસ્તર ! કોન પઢારીયું જી ?

માસ્તર : અરુણભાઈનાં માસીબા.

અરુણ : (દોડતો આવી) માસીબા ! માસીબા આવ્યાં ?

[રંજના પ્રવેશે છે. સાથે આનંદ અને રેખા છે]

રંજના : અરુણ ! (પાસે લઈ) કેમ છે ભાઈ ?

અરણ : સારૂં છે માસીબા.

માસ્તર : અરુણભાઈ મેટ્રીક પાસ થયા બાઈ સાહેબ;

રંજના : મેટ્રીક ! બહુ નાનો છે હજી. તેર વર્ષ થયા. આનંદથી બે મહિને નાનો.

રૂસ્તમજી : હાજી, બડાબડ તેર વરસ, બે મહિના ને છ દિવસ ઠીયાજી.

રંજના : આનંદ તો હજી આઠમા ધોરણમાં છે.

માસ્તર : અરુણભાઈ અગિયારમું પાસ થઈ ગયા.

રંજના : એ સારું નથી કર્યું. શરીરના ભોગે મનનો વિકાસ કરવો તે યોગ્ય નથી. અરુણ કેટલો નબળો છે ? શરીર દૂબળું, આંખે ચશ્માં....

રૂસ્તમજી : સાવ સાચી વાટ કીઢીજી. હું બી એમ જ કેવુંચ.

રંજના : આનંદ અને અરુણ બંને સરખી ઉમ્મરના છે, પણ બેઉની તબિયતમાં કેટલો ફેર છે ?

રૂસ્તમજી : આય આનંદ શેઠ તો જાને મડનિયું જોઈ લ્યો.

આનંદ : એ શું બાવાજી ?

રૂસ્તમજી : મડનિયું ! હાઠીનું બચ્ચું.

રેખા : હી હી હી હી. ને અરુણ ?

રૂસ્તમજી : ડૂબલું પાતલું કુરકુરિયું.

રંજના : રૂસ્તમજી, અરુણને આવાં ઉપનામો ન આપશો, એથી છોકરાનું માનભંગ થાય.

રૂસ્તમજી : જી. ભલેજી. આય સેવક જરા મશ્કરો છે જી.

રંજના : મશ્કરી કરવાની છૂટ, પણ નિર્દોષ. ચાલો હવે, મારી ઊતરવાની વ્યવસ્થા ક્યાં કરો છો ?

રૂસ્તમજી : અરે માસ્તરજી ! આમ સાંબેલા મીસાલ ઉભા કાંય ?

બેનજીને રૂમ ઉઘાડી આપો જાવ. લેવો આ ગેસ્ટ રૂમની ચાવી.

રંજના : હવે તમે ત્રણે છોકરાં મઝા કરો.

[રંજના જાય છે.]

રેખા : તે તું મેટ્રીક પાસ થયો, અરુણ ?

અરુણ : હા રેખા.

રેખા : છે તો આટલોક વેંત જેવડો.

આનંદ : હવે કૉલેજમાં જશે ?

અરુણ : જવું જ પડશે ને ?

આનંદ : ત્યાં તારી સાથે બોલશે કોણ ?

રેખા : છે તો સાવ વેંત જેવડો.

આનંદ : તને હુતૂતૂ આવડે છે ?

અરુણ : ના.

રેખા : તને દાંડિયા લેતાં આવડે છે ?

અરુણ : ના.

રેખા : ફુટબોલ રમતાં ?

અરુણ : ના

રેખા : બોલીબોલ ?

અરુણ : ઊંહું.

આનંદ : તને પીંગપોંગ આવડે ?

અરુણ : એ શું ?

રેખા : કેરમ :

અરુણ : ના.

બન્ને : ત્યારે તને રમતાં શું આવડે છે ?

અરુણ : મને........રમતાં........કશું ય નહિ.

આનંદ : લખોટી ?

રેખા : મોઈ દંડા ?

આનંદ : ચકભિલ્લુ ?

રેખા : દોરડા ખેંચ ?

આનંદ : કંઈ કેતાં કંઈ નહિ ?

રેખા : ત્યારે તું શીખ્યો શું ?

અરુણ : હું ભણ્યો.

[ આનંદ, રેખા હસી પડે છે. ]

રેખા : હ્યો ભાઈ મારા ભણ્યા ?

રૂસ્તમજી : મેટ્રીક પાસ !

આનંદ : અરુણ, પંડિતજીની રશિયા યાત્રાની ફિલ્મ જોઈ ?

અરુણ : ના.

રેખા : પંડિતજીને ઓળખે છે ખરો ?

અરુણ : હા, ફોઈબાને પૂજા કરાવવા આવે છે રોજ.

આનંદ : એ નહિ. આપણા વડા પ્રધાન.

રેખા : ભૂદાન એટલે શું ?

અરુણ : વિનોબા ભાવે.

આનંદ : રૂસ્તમજી સાંભળ્યું ?

રૂસ્તમજી : સાંભળુંચ શેઠિયા, એક એકજવાબ લાખ રૂપિયાનો છે.

રેખા : તને મેટ્રિક પાસ કોણે કર્યો ?

રૂસ્તમજી : ભૂલ ભૂલમાં થઈ ગીયા હોસે ?

આનંદ : નથી રમત આવડતી. નથી વિશેષ જ્ઞાન.

રેખા : ક્યાંથી હોય? સાવ વેંત જેવડો છે.

[ રેખા જાય છે. માસ્તર આવે છે. ]

રૂસ્તમજી : અરે માસ્ટરજી, કયાં ઘૂસી જાવસ બાવા?

માસ્તર : ક્યાંય નથી ગયો. અહીં જ છું. બેનને ઓરડો ઉઘાડી આપ્યો.

રૂસ્તમજી : ઝાડુ મારીને સાફ કીઢા કે નઈ? નઈ જ કીઢા હોસે. તમારું કામ જ આવું અડધું પડધું. ને ઉપરથી પાછા બક્ષીસ માગોચ.

માસ્તર : ભાઈ, ઓરડો સાફ કરવા જાઉં છું, ને પછી જઈશ રસોડે, રામશંકર બૂમ મારતો હશે. એક ભવમાં અનેક ભવ છે મારા તો—ઝાડુ માસ્તર, રસોડા માસ્તર, છોકરાં માસ્તર.

રૂસ્તમજી : ટમારી બલિહારી છે મારા શેઠ; હયો હું બેન્કમાં ચેક ભરી આવું. કોઈ આવે કરે તો ઢિયાન રાખજો.

[ રૂસ્તમજી ને માસ્તર જાય છે. ]

અરુણ : તારી પાસે બે આના છે?

આનંદ : ના, જોઈએ તો બા પાસેથી લઈ આવું.

અરુણ : ના, ના, તારી પાસે હોય તો જ.

આનંદ : તારે બે આનાની શી જરૂર પડી?

અરુણ : કંઈ ખાસ નહિ. એ તો જરા....

આનંદ : ઘરમાં તને કોઈ બે આનાય ન આપે?

અરુણ : રૂસ્તમજી આપે, પણ હિસાબ આપવાનો. ફોઈબાને પણ એમની પાસેથી લેવા પડે. બાપુજી તો સવારે કલબમાં, બપોરે મિલમાં, રાતેય કલબમાં. એમની પાસે કંઈ મંગાય?

આનંદ : હું મમ્મી પાસેથી લાવી આપું ?

અરુણ : માસીબા તરત આપે ?

આનંદ : જરૂર હોય તો આપે જ એમાં શું ?

અરુણ : પણ હિસાબ ન માંગે ?

આનંદ : મમ્મીને ખાતરી હોય, કે કામ હશે ત્યારે માગતા હશે. બેસ, હું આ લઈ આવ્યો.

[આનંદ જાય છે. બે ગુંડા જેવા છોકરા ધીમે પગલે કોઈ નથી એ જોઈ પ્રવેશે છે.]

હીરિયો : સલામ શેઠ સાહેબ.

અરુણ : (ચમકીને) કોણ હીરિયા, ને તું દેવલા ?

દેવલો : હા.

અરુણ : કેમ આવ્યા ?

હીરિયો : ભૂલી ગયા ?

દેવલો : તે દી મોહનીયે ગરદનમાંથી પકડી પછાડયા હતા ત્યારે અમે છોડાવ્યા હતા. બે આના આલવા કબૂલ થયા હતા તે લાવો.

અરુણ : તે દઈશ. આમ ઘરમાં ઘૂસી અવાતું હશે !

હીરિયો : આલો, પછી જઈએ.

અરુણ : પણ....

દેવલો : ઝટ કાઢી આલવા છે કે નહિ ?

હીરિયો : નહિ તો ટીપી નાંખીશું.

દેવલો : એમ રહેવા દે હીરિયા. શેઠિયો એમ સ્હેજમાં બે આના કાઢે એવો નથી. આ કાંડાનું ઘડિયાળ ચોરીનો માલ છે. આપણે ઈના ટેબલના ખાનામાં મૂકી દઈએ. ને

પછી પોલીસને ખબર આપીએ.

હીરિયો : હા એમજ કરીએ. પોલીસ પકડશે પછી અક્કલ આવશે.

અરુણ : પણ ભાઈ સાબ, હમણાં દઉં છું તમારા બે આના.

દેવલો : હવે બે આના નહિ, બે રૂપિયા. છે કબૂલ ?

અરૂણ : મેં તો આનંદ પાસે બે આના જ મંગાવ્યા છે.

હીરિયો : એ તું જાણે, અમે તો આ ચાલ્યા પોલીસ ચોકીએ.

અરુણ : અરે ! જાવ છો ક્યાં ? તમારી ઘડિયાળ તો લેતા જાવ. ચોરીનો માલ....પોલીસ....

[ પાછળથી આનંદ પડકારે છે, એના હાથમાં રમકડાની પીસ્તોલ છે. ]

આનંદ : ખબરદાર !

બન્ને : બાપરે !

આનંદ : ચાલ્યા ક્યાં શાહુકારો ? ચાલો, હાથ ઊંચા કરો, નહિ તો હમણાં ફૂંકી દઈશ.

બન્ને : (હાથ ઊંચા કરી) મારશો નહિ, ભાઈસાબ.

આનંદ : અરુણને હવે સતાવશો ?

હીરિયો : ના સાહેબ.

આનંદ : બદમાશો, આવા ધંધા કરો છો ? સારા ઘરના છોકરાઓને દબાવી પૈસા પડાવો છો ? જેલ ભેગા કરી દઈશ.

દેવલો : ભાઈ સાબ, હવે નઈ કરીએ.

આનંદ : ભાગી જાવ અહીંથી, નહિ તો મૂવા પડ્યા છો.

બન્ને : આ જઈએ સાહેબ.

આનંદ : નાસો.

[ ખોટો ધડાકો કરે છે. બન્ને ભાગી જાય છે. ]

અરુણ : અરે પણ આ ઘડિયાળ !

આનંદ : ચોરીનું નથી, ખોટું છે.

અરુણ : પોલીસ ?

આનંદ : કોઈ કદીય આવવાનો નથી. આટલો બીકણ ક્યાંથી ?

અરુણ : મને તો એવી બીક લાગી, આનંદ !

આનંદ : તે તું આ માટે બે આના માગતો હતો ?

અરુણ : હા, સવારનો મહેનત કરતો હતો, પણ મળતા નહોતા. આજે આપવા કબૂલ્યા હતા.

[ રેખા અને રંજના આવે છે. ]

રેખા : શાનો ધડાકો થયો, આનંદ ?

આનંદ : પીસ્તોલનો.

રંજના : કેમ ? શા માટે ?

આનંદ : રમતમાં.

રંજના : હાં ! અહીં આવ.

[ મા દીકરો સોફામાં વાતો કરતાં ગોઠવાય છે. ]

રેખા : અરુણ, મમ્મી કહે છે તારે અમારે ત્યાં આવવાનું છે. તું આવીશ ?

અરુણ : હા, મને સાસીબા પાસે ગમે છે.

રેખા : મારી પાસે ?

અરુણ : તું તો મને વેંતજેવડો કહે છે.

રેખા : છે તે કહું છું. વધીશ પછી નહિ કહું. મમ્મી કહે છે, અરુણને હવે ભણવાનું નહિ, રમવાનું.

[ ફોઈબા પ્રવેશે છે. ]

ફોઈબા : તો તો બેન, ભારે સુખ થઈ જાય.

રંજના : આવો ફોઈબા,

ફોઈબા : લઈ જા તારી સાથે રંજના, છોકરાને થોડા દિવસ. અહીં તો પિંજરાના પોપટજી જેવી એની દશા છે.

[ રૂસ્તમજી પ્રવેશે છે. ]

રૂસ્તમજી : પઢો પોપટજી સીટ્ટારામ. સીટ્ટારામ.

આનંદ : રાઢેશ્યામ.

રેખા : રાઢેશ્યામ.

રંજના : રૂસ્તમજી.

રૂસ્તમજી : જી બેનજી.

રંજના : અરુણને એક બે આના તમે આપી શકતા નથી ?

ફોઈબા : અરે રંજના, પાઈ નોયે હિસાબ આપવો પડે છે આ ઘરમાં.

રૂસ્તમજી : ટે બેનજી, હિસાબ ન રાખું, ટો વેવાર ચાલે કઈ રીટે ? શેઠજીનો હુકમ છે.

રેખા : કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં.

રૂસ્તમજી : જે કેવું હોય ટે કહો. આય સેવક ટો શેઠજી પઢાવે ટેમ પઢે.

આનંદ : બોલો રૂસ્તમજી સીટ્ટારામ.

રૂસ્તમજી : સીટ્ટારામ.

[ રામશંકર પ્રવેશે છે. ]

રામશંકર : ક્યાં ગયા માસ્તર ? રસોડામાં આવવું છે કે નહિ ? હું એકલો તે કેટલું કરું ? લ્યો માસીબા આવ્યાં છે ને શું ?

રંજના : રામશંકર, અરુણને પેટ ભરીને જમાડે છે કે નહિ ?

રામશંકર : જમાડું છું તો ઘણોય ધ્યાન દઈ ને....

રંજના : તો આટલો નબળો કેમ?

રામશંકર : પેલી વાત સાંભળી નથી? બકરીને ખવરાવે પીવ-રાવે પણ સામે વાઘ બાંધે. બીકની મારી ફફડ્યા કરે. લોહીનું પાણી થઈ જાય, પછી દૂબળી જ રહે ને?

રેખા : અરુણભાઈને શાની બીક?

રામશંકર : પરીક્ષાની. મેટ્રીકમાં પાસ થવા આડે ધરાઈને ધાન ખાધું છે જ ક્યાં? હવે આમાં મારો વાંક ખરો? વાંક બધો આ માસ્તરનો.

[ માસ્તર પ્રવેશે છે. ]

માસ્તર : હું યે શું કરું બેન? શેઠ સાહેબની આજ્ઞા થઈ કે અરુણને ઝટપટ મેટ્રીક કરાવો. મારે વિલાયત મોકલવો છે.

રંજના : પણ તમે તો કેળવણીકાર કહેવાઓ. તમારે શેઠને કહેવું જોઈએ કે અરુણ હજી નાનો છે. એની ગ્રહણ શક્તિને મર્યાદા છે, વધારે પડતો બોજો ઉપાડી નહિ શકે. એક દિશામાં પ્રગતિ કરશે, તો બીજી દિશામાં સાવ અવિકસિત રહી જશે.

માસ્તર : હું તો ચિઠ્ઠીનો ચાકર.

રંજના : કળી સ્વરૂપે હોય ત્યારે પાંખડીઓ આંગળીથી ઉઘાડીએ એથી કાંઈ ફૂલ પૂર્ણપણે ખીલ્યું કહેવાતું નથી.

માસ્તર : હું યે સમજું છું બેન, પણ શેઠના મનમાં ધૂન ભરાણી, પછી કોઈનું કંઈ ન ચાલે.

રંજના : એનો અર્થ એ, કે ઘરમાં કોઈનું કંઈ ચાલતું નથી.

બધા : હાં એ જ વાત છે.

[ જદુરાય પ્રવેશે છે. ]

રંજના : તે શેઠને કોઈ સાચું કહેનાર નથી ?

જહુરાય : વાઘને કોણ કહેવા જાય કે તારું મોં ગંધાય છે ?

રૂસ્તમજી : જાય એનું જ આવી બને, બેનજી.

રંજના : હં ! ત્યારે આ કામ મારે કરવું પડશે.

[ બહાર હોર્ન વાગે છે. ]

રંજના : હવે તમે બધા બાજુએ થઈ જાવ. શેઠ સાથે મારે વાત કરવી છે.

[ છોકરાં ને રંજના રહે છે, બીજા બધા સંતાઈ જાય છે. શેઠ આવે છે. ]

શેઠ : ઓહો ! રંજના ! ક્યારે આવી ?

રંજના : હમણાં જ.

શેઠ : આનંદ કેમ છે ?

આનંદ : લહેરમાં.

શેઠ : ને રેખા દીકરી ?

રેખા : સારું છે માસાજી. ચાલો આપણે રમવા જઈએ, અરુણ !

[ છોકરાં ચાલ્યાં જાય છે ]

શેઠ : સાંભળ્યું તેં ? અરુણ મેટ્રીકમાં પાસ થયો.

રંજના : હા.

શેઠ : અરુણ ભણવામાં હોંશિયાર નીકળ્યો.

રંજના : એ માટે એને અભિનંદન આપવાં કે નહિ, તેનો વિચાર કરતી હતી.

શેઠ : કેમ ! એમાં વિચાર શાનો ?

રંજના : અરુણના જીવનની કરુણતાનો.

શેઠ : કરુણતા ! અહીં એને દુઃખ શું છે ? પૈસા છે, પ્રીતિ છે.

રંજના : ખોટી વાત. આ ઘરમાં અઢળક પૈસો છે, પણ એ બે આની મેળવવા ફાંફા મારતો હોય છે. પ્રેમ છે પણ એક બિંદુયે આ તૃષાતુર શિશુચાતકને મુખે રેડાતું નથી.

શેઠ : આ તું શું બોલે છે રંજના?

રંજના : તમને જોઈને તો મને પેલા સરકસના રીંગમાસ્તર યાદ આવે છે,

શેઠ : રીંગ માસ્ટર?

રંજના : હા, ચાબૂક લઈને સળગતી રીંગમાંથી સિંહબાલને કુદાવે છે એ. પાસ કરાવવાની ધૂન તમારો ચાબૂક છે. સળગતી રીંગ મેટ્રીકની પરીક્ષા છે. સિંહબાલ અરુણ છે. તમે એને દોડાવી રહ્યા છો, પૂરપાટ, થંભ્યા વિના. એ અટકવું જોઈએ.

શેઠ : મને તારી વાતમાં કંઈ સમજાતું નથી.

રંજના : તો સમજવા પ્રયત્ન કરો. તેરમે વર્ષે મેટ્રીક કરાવવાની તાનમાં તમે અરુણનો વિચાર તો કર્યો જ નથી. આ પ્રકારનો બૌદ્ધિક પરિશ્રમ એના જ્ઞાનતંતુ નિર્બળ બનાવશે, એ જોયું નથી. પોપટિયું જ્ઞાન મેળવવા જતાં, વાસ્તવિક જીવનનો સંપર્ક એ ગુમાવી બેસશે, એ તમારા મગજમાં આવ્યું જ નથી.

શેઠ : મેં અરુણનો...મારા પુત્રનો વિચાર જ કર્યો નથી એમ તું કહે છે?

રંજના : હાજી. તમારા જેવા મિલમાલિકોને બે દીકરા હોય છે. એક દીકરો એની મિલ ને બીજો એનો પોતાનો. બે–માંથી વહાલું કોણ લાગે? કમાઉ હોય તે.

શેઠ : એવું તે સાવ હોય રંજના!

રંજના : છે જ. એવું ન હોત, તો તમે અરુણનો વિચાર કર્યો જ હોત. વધારે ભણાવી નાખવાની તમારી ધૂનનો એ કુમળા બાળકને ભોગ કર્યો ન હોત. આનંદને જુઓ, ને એને જુઓ. એક કેટલો તંદુરસ્ત, નિર્ભય, ગુલાબી છોકરો છે. ને બીજો નિર્બળ, માંદલો, ને રોતલ. એક કુદરતી રીતે વિકસે છે. બીજાને ખોટી રીતે ખીલવાની ફરજ પાડવામાં આવે છે.

શેઠ : તારું કહેવું વિચારવા જેવું તો છે, રંજના.

રંજના : આ દેશની એક કરુણતા છે. એક અનિષ્ટ આપણે કાઢીએ છીએ, ને બીજું દાખલ કરીએ છીએ. બાળલગ્નો આપણે બંધ કર્યાં. શા માટે ? કુમળી વયની કળીઓને કરમાતી અટકાવવા. તો નાની ઉંમરમાં ખૂબ ભણાવી નાખવાની વૃત્તિ દાખલ થઈ, કુમળી કળી જેવાં બાળકોને અકાળે કરમાવી નાખવા.

શેઠ : મારી ભૂલ થઈ રંજના. આ રીતે મેં કદી વિચાર જ કર્યો ન હતો.

રંજના : બાર તેર વર્ષનો જિજ્ઞાસુ, કૌતુકપ્રિય. કિશોર પ્રકૃતિના ખોળે ઊછરવું વધારે પસંદ કરે. મોટું સાહસ કરી વિજયમાળા પહેરવાનું એને ગમે. કલ્પનાની પાંખે ચડી પરીરાજમાં વિહરવાનું એ ઇચ્છે. એને પોપટિયું ભણતર અને ભીંતોના ચણતર વચ્ચે ગોંધી રાખવાથી શો ફાયદો ?

શેઠ : કશો જ નહિ.

રંજના : તમારે સાંભળવું છે, મારી રેખા એક ગીત ગાય છે એ ? રેખા.... ..

જના : તારા માસાજીને 'ધરતીનાં બાલુડાં' સંભળાવીશ ?
ખા : હા.

[રેખા નાચતી નાચતી ગાય છે.]

પરીઓના દેશનાં ઊડતાં પારેવડાં,
સોનેરી સૃષ્ટિ તણાં સોનેરી ફૂલડાં—
ધરતીનાં બાલુડાં.
અમને પેલાં ઝરણાં સંગ કિલકિલ વહી જવું ગમે,
અમને પેલાં હરણાં સંગ ફાળ લઈ કૂદવું ગમે,
હસવું ગમે,
રમવું ગમે.
અમને પેલા પવન સંગ, ફૂદરડી ફરવી ગમે,
અમને પેલા ગગન સંગ, વાતલડી કરવી ગમે,
ભમવું ગમે,
ઘુમવું ગમે.

અમને પેલા ફૂલડાં સંગ રંગ નવા ધરવાં ગમે,
અમને પેલા તારલા સંગ ઝબૂક ઝબૂક ઝગવું ગમે,
અમને કાં પિંજરમાં પૂરતાં જન ઘેલૂડાં !
પરીઓના દેશનાં ઊડતાં પારેવડાં—
ધરતીનાં બાલુડાં.

[રેખા વીંગમાં ચાલી જાય છે.
થોડીવાર ગંભીરતા છવાય છે.]

શેઠ : રંજના, આજે તેં મારી આંખ ઉઘાડી નાખી. અરુણના ઊર્મિતંત્રને મેં આટલું નુકશાન કર્યું હશે, એ મારી કલ્પનામાંયે ન હતું.

રંજના : હવે એને ત્રણ વર્ષ ભણાવવાને બદલે આપમેળે ખીલવા દેજો.

શેઠ : ભલે એમ કરીશું.

રંજના : હમણાં તો હું એને મારી સાથે લઈ જઈશ. આનંદ અને રેખા સાથે લહેર કરશે.

શેઠ : જેમ તને યોગ્ય લાગે એમ કરજે. ( બહાર હોર્ન સંભળાય છે. ) હું હવે ઑફિસે જાઉં. જવાનો વખત થયો.

[ શેઠ જાય છે બધા બહાર આવે છે. ]

રૂસ્તમજી : મુબારકબાદી, બેનજી, આજ ટો ટમે સિંહને શિયાલ કીડું.

જદુરામ : શિયાળ નહિ સસલું.

રૂસ્તમજી : ભલે બાવા, સસલું. આ ઘરમાં બઢ્ઢા પોપટજી ઊતા. શેઠજી પઢાવે તેમ પઢવાનું.

છોકરાં : સીટ્ટારામ, સીટ્ટારામ.

રૂસ્તમજી : હાજી, આજ બેનજીએ પીંજરૂં ઉઘાડી નાઇખું. મુબારકબાદી.

રંજના : આપણી કમનસીબી એ છે, કે કુટુંબની મુખ્ય વ્યક્તિ એના પોતાના તાનમાં ગુલતાન હોય છે. એ એમ જ માની લે છે, કે ઘરનાં બીજાં બધાંએ એના તાન પ્રમાણે ઠેક લેવી જોઈએ. આનું પરિણામ સારું નજ આવે. ઠેક લેનારના ગજાનો વિચાર કરવો જોઈએ.

જદુરામ : ખરું છે બેન, દુનિયામાં બધા પોતપોતાના તાનમાં જ હોય છે.

[ બધા ભેગા મળી ગાય છે. ]

સૌ સૌના તાનમાં,<br>ઠેક લઈને નાચે, જાણે ગદ્ધાજી ગુલતાનમાં—સૌ૦

મનમાં વસિયા તરંગ કેરું ગ્રહ્યું પૂછડું તાણી;
ભવ વૈતરણી તરતાં ડૂબ્યાં, કૈની રામ કહાણી,
સમજો કહું છું સાનમાં—સૌ૦

સીદી ભઈને જ્યમ એના સીદકાં સૌથી અદકાં વ્હાલાં,
પોતપોતાની ધૂન મહીં સૌ કાઢે કેવાં કાલાં ?
રહેવું સૌએ માનમાં—સૌ૦

શિયાળવાએ વાર્યું તોયે ગદ્ધે ગાયે રાખ્યું,
રખેવાળને હાથે ભોજન પેટ ભરીને ચાખ્યું,
વાત રાખજો ધ્યાનમાં—સૌ૦

[ પડદો ]

# અંતરનાં એકમ

[ **ભોળાનાથ** બ્રહ્મભટ્ટ ખભે ખડિયો ને હાથમાં દોરી લોટો લઈ પ્રવેશે છે. ઓરડે તાળું લટકતું જોઈ હડપચીએ આંગળી મૂકી આશ્ચર્ય વ્યક્ત કરે છે. પછી રાડ નાખે છે. ]

ભોળાનાથ : અલ્યા કોઈ ઘરમાં છે કે મરી પરવાર્યાં ? ઓરડે તાળાશંકર કાં લટકે છે ? અલ્યા ઓ ઉદયશંકર, અસ્તશંકર, પાણિપતિયા, ઉતપાતિયા, લટકલોલા, બટકબોલા, ક્યાં જીવતા દટાઈ મૂવા ? મારું બેટું ! હું ચાર ધામની જાતરા કરી હાયવોય કરતો દોડી આવ્યો ઘરે, ત્યારે તાળું ફટકાર્યું સે ! જો થઈ છે માથે !

ઉદય : ( મેડીએથી ) ઈ કોણ રાડચું નાખે સે ?

ભોળાનાથ : તમારા પરમ પૂજ્ય પિતાશ્રી. રાડ્યું નથી નાખતાં પણ બંધ બારણાં જોઈ બાર ઊભા ઊભા ભસે છે. બારણું ઉઘાડો કુળદીપક ઉદયશંકરજી.

ઉદય : કોણ બાપા ?

ભોળાનાથ : હા બાપા, હા. હવે મોલાતે ચડીને વાતું કરવી મેલો ને ઊતરો હેઠા. ઝટપટ બારણાં ઉઘાડો. તરસે જીવ જાય છે.

ઉદય : એ આ આવ્યો.

ભોળાનાથ : (ધડબડ ધડબડ દાદરો ઉતરવાનો અવાજ સાંભળી) હળવો ઉતર હળવો. ધડબડ કરીને દાદરનાં પગથિયાં તોડી નાખીશ. નવાં કરાવતાં પરસેવો આવશે મને.

ઉદય : (નીચે ઊતરી) આવો બાપા.

ભોળાનાથ : મારા ઘરમાં મને આવકાર દેનારો તું કોણ અલ્યા ? કઈ ગાંઠેથી રૂપિયા કાઢીને ઘર બંધાવ્યું'તું, બેટમજી ?

ઉદય : હું અમસ્તો કેતો'તો. ખાલી ગુસ્સે કાં થાવ બાપા ? તમારે પ્રતાપે છે બધું.

ભોળાનાથ : અમારે પ્રતાપે થયું ને તમારે પ્રતાપે, હશે ઈ ને પગ આવશે. (ઉદય પરસાળમાં જાજમ પાથરે છે તે પર બેસતાં) લાવ્ય હવે પાણીનો લોટો. ઊભો શું મૂંગો મંતર સાંભેલા જેવો ?

ઉદય : આ લાવ્યો. (પાણીનો લોટો આપે છે) પણ બાપા, કંઈ કાગળ નહિ, પત્તર નહિ, ને આમ અચાનક ?

ભોળાનાથ : ચડી ચાનક, કે હાલ્ય જીવ ધરે, તે હાલી નીકળ્યા. મારે ક્યાં પાછળ ચેલા ચેલકી હતાં તે પૂછવા રોકાવું પડે ? આપણે તો રામની રજાચિઠ્ઠી. જાવું હોય ત્યાં

જાવ. ( પાઘડી ઉતારી શિખાબંધન કરતાં ) ઘણો વખત થાય પછી ઘર પણ સાંભરે, ને તમારા જેવા ઉડકદુડકિયાના હાથમાં ઘર મેલીને જતાં હજાર જાતની ચિંતા થાય. ( પાઘડી નીચે મૂકી મોંમાં પાણીની ધાર કરી-પીને ) હાશ, હવે કોઠે ટાઢક વળી.

ઉદય : વધારે લાવું ?

ભોળાનાથ : ના. પેટ છે, પખાલ નથી. ખાલી પેટે પાણી પીને જળોદર પેદા કરવું નથી મારે. ( ખેસ કેડે વીંટાળી, વીરાસન લગાવી ) હવે બોલો ઉદયશંકર. કરો માંડીને વાત. આ તમારી છતર છાયા તળે છ અવગતિયા જીવ મેલી ગયો હતો, ઈમાંનો એકે કેમ દેખાતો નથી ? ક્યાં ગીયા છે સપુતર ?

ઉદય : ( મોઢું બગાડી રડમસ રાગે ) બાપા, કૈં કે'તા કૈં કેવા જેવું નથી રાખ્યું એમણે તો.

ભોળાનાથ : હેં ! થયું શું ?

ઉદય : સૌએ નોખ નોખી વાટ ઝાલી.

ભોળાનાથ : એટલે ?

ઉદય : એક ગયો દખણાદો તો બીજો ગયો ઓતરાદો. એક ગયો ઉગમણે તો બીજો ગયો આથમણે. ફાવે ઈમ હાલી નીકળ્યા બાપા.

ભોળાનાથ : અરર ભારે થઈ.

ઉદય : ભાઈઓ નોખા થયા બાપા.

ભોળાનાથ : નોખા થયા ? ઉદય, આ તું સાચું કે છ ? જીવ ઠેકાણે તો છે ને ? કે ભાંગબાંગ પીધી છે ?

ઉદય : સાચું કહું છું બાપા. પાણી પીવા જેવું યે નથી રાખ્યું.

ભોળાનાથ : ઠી...ક! જરા માંડીને વાત કર હવે.

ઉદય : શું વાત કરું બાપા? પાણિપતિયે ઉતપાતિયું માર્યું ને બટકબોલે લટકલોલું ઠમેઠાર્યું, પછી બહાદુરો બાખડ્યા. બાથંબાથા આવી ગયા, હુંકારા હુંકારા થવા લાગ્યા. ફળિયાનાં માણસ ભેગાં કર્યાં, ને કુળની લાખ ટકાની આબરૂ ધૂળધાણી કરી નાખી.

ભોળાનાથ : કરે જ ને, ક્યાં ભેગી કરતાં પરસેવો પડ્યો'તો કુલદીપકોને!

ઉદય : હું પડ્યો વચ્ચે, તે મનેય ઠબકાર્યો.

ભોળાનાથ : (ઉદયના તોલા પર હાથ ફેરવતાં) બહુ માર્યો'તો એલા?

ઉદય : હા બાપા. આખી રાત બકરીની લીંડિયુંનો શેક, લીંમડાના પાંદડાનું બંધારણ ને કબૂતરની અઘારનો ગરમાગરમ લેપ...

ભોળાનાથ : અરરર. કરી છે ને કાંઈ મારા વાલીડાઓએ!

ઉદય : બે હાથ જોડી, પગે પડીને વિનવ્યા કે ભાઈલા, બાપાને આવવા દો. પછી થાજો નોખા. હમણાં જરા સાચવી જાવ. પણ કોણ માને?

ભોળાનાથ : ન શું માને? મારા જીવતાં નોખાં પડે! તો આ ભોળાનાથ બ્રહ્મભટના ધોળામાં ધૂળ પડે! એની તપશ્ચર્યામાં તણખો ઊઠે. એની નવે ખંડની જાતરાના મોંમાં ગંગાજળ મૂકવું પડે. નોખાં થાય શાનાં? ડાંગે માર્યાં પાણી તે જુદાં પડતાં હશે?

ઉદય : લાખ વાતેય ભેગાં થાય એમ નથી બાપા.

ભોળાનાથ : નહિ થાય! અરે વાત છે! દીકરા ઉદયશંકર,

આ ભોળાનાથે ભલભલાને ભૂ પાયાં છે. હું કાશી જાત્રા કરી આવ્યો. એક રાતી દમડી ખરચ્યા વિના. ઉપરથી દાનદક્ષણા લઈ ને આવ્યો. ઉત્તર જોયું, દખ્ખણ જોયું, પૂરવ જોયું, પશ્ચમ જોયું. જાતજાતના કીમિયા શીખ્યો ને શિખવાડ્યા. સમજ્યો ? ઈલમકી લકડી લઈ ને આવ્યો છું. જોઉં છું કેમ ભેળા નથી થાતા ? મારા જીવતાં નોંખા થાય મારા દીકરા ! આ તું બોલછ શું ?

ઉદય : તમે સાંભળો છો ઈ હું બોલું છું. સાવ સાચું. નોખા થીયાં, ઈ થીયાં.

ભોળાનાથ : નો થાય, મારા જીવતાં. આ ભોળાનાથ જીવતાં નોખાં ન થાય. દીકરા ઉદયશંકર, હાલ્ય, થા સાબદો. ક ડય રે પાતળિયા કળજુગના કાનકુંવર, થા આગળ. દે ડંકો, કર ગોકીરો. હું મારો બાપો. કરો એકમ. કરો સંધાયને ભેળા. દૂધમાં સાકરની જેમ ભળી જાવ બધાં. બોલાવો ભોળાનાથના ભંડકિયાના વારસદાર સપૂતોને. એકમ કરીએ એકમ. આમ બાઘા જેવો કાં ઊભો રીયો છે ? કરો એકમ.

ઉદય : ( આશ્ચર્યથી ) એકમ !

ભોળાનાથ : હા એકમ. એક નંબરનું એકમ. કરી દ્યો સંધુ ય ભેગું. ઘઉં ને ગોળ, મરચું ને મેથી, વાઘ ને બકરું, વહુ ને વાલમ, ઓરડાં ને બંગલા, નમૂંછિયા ને મૂંછાળા. કરી દો એકમ.

ઉદય : એકમ !

ભોળાનાથ : એ હા એકમ એકમ એકમ ! બધું એકાકાર.

ઉદય : પણ પછી ?

ભોળાનાથ : પછી નિરંજન નિરાકાર.

ઉદય : ભારે કરી બાપા. અજબ કિમિયો.

ભોળાનાથ : અજબ ને ગજબ! કર્યો એકસ. હર હર હર મહાદેવ. દીકરા ઉદયશંકર, જા હવે, ને પછી આવ્ય લીલી લીંબડીની મીઠી છાંય જેવા તારા બંધવાની બાંહ્ય, ને મારી બાંધી મૂઠીના બંધાણી લોભિયા. જા ઝટ.

ઉદય : આ જાઉં બાપા. હમણાં આવ્યો સમજો.

[ જાય છે ]

ભોળાનાથ : બાપાના હાથમાં છે લટકાળાં રૂપાંબાઈ (કોથળી કાઢી) કલદાર નગદ નારાયણ. દેખશે કે દાઢ ગળશે દીકરાઓની. ને એકમમાં જોડાવા કરશે પડાપડી. ભાઈ, અમસ્તાં એકમ થયાં છે કાંઈ? લાભે લોભે લાલિયો લોટે, નહિ તો લાલિયો ચાંચ ન બોટે. દીકરા આવે એ પહેલાં પાથરવા દે રૂપાબાઈની મયલાળ. (કોથળીમાંથી થોડા રૂપિયા કાઢી ખખડાવે છે) શો મીઠો રણકાર છે? પૈસો મારો પરમેશ્વર ને બાયડી મારી ગુરુ; છૈયાં છોકરાં શાળિગ્રામ ત્યાં સેવા કોની કરું? આ આવ્યા મારા બહારવટિયા. એ આવો દીકરા આવો.

[ છોકરાઓ આવીને મૂંગા મૂંગા ઊભા રહે છે. બધાનાં મોં ચડેલ છે. ]

ઉદય : ન્હોતા આવતા, બાપા!

ભોળાનાથ : શાનાં આવે? બાપ પાસે ક્યાં લાખ હતા કે લાખેણા લોટે? કાં એલા, કોઈએ મૂઠ મારી હોય એમ ઊભા? તાજીયા જેવા! મોંમાં મગ ભર્યા છે કે મઠ! અહોહો આ પાણિપતિયે તો ઘોડાનો તોબરો ચડાવ્યો લાગે છે. કાં ઉતપાતિયા, જીભ ઘરાણે મેલી છે? બોલો કંઈ બોલો.

આપના કાન પવિતર કરો. લટકબોલા, લટકો કરો, ને બટકબોલા, બટકું બોલો.

બધાં : અમારે નથી બોલવું.

ઉદય : હું નો'તો કે'તો ? નહિ બોલે.

ભોળાનાથ : નઠી બોલવું. કેમ અલ્યા ? શાં બાપેમાર્યાં વેર બાંધ્યાં છે, તે નઠી બોલવું ? બોલો. ઠીક કહું છું. બોલશે ઈનાં બોર વેચાશે ને નહિ બોલે એની વહુ કોઠીમાં મોં ઘાલી રોશે. માની જાવ. એક થઈ જાવ. એકમ થવા દો. કળજુગમાં આપણા નામનો ડંકો વાગી જશે.

એક : અમારે ડંકો નથી વગાડવો.

બીજો : નોખા છીએ તો સુખી છીએ.

ત્રીજો : ભેગાં રહીએ તો ભાણાં ખખડે ને.

ચોથો : ભેગાં રહીને કોણ સુખી થયું છે ?

પાંચમો : સો વાતની એક વાત. ભેગાં નથી રેવું.

ઉદય : જોયું બાપા, હું નો'તો કે'તો.

ભોળાનાથ : બસ. બોલી રીયાં ! અરે વાહ ! (ગાતો) પઢો રે પોપટ ભોળાનાથના પટરાણીયું પઢાવે, ભેગા રેવામાં દુ:ખ છે ઘણું, પૂછડી પટપટ હલાવે. બૈરાના ચડાવ્યા બોલો છો કે બાયલા ? અલ્યા સમજો જરા સમજો. બૈરાની મતિ, વજનસાં રતિ, ફેરવે સતિ, થાય ભૂંડી ગતિ. બૈરાની બુદ્ધિ પાનીએ, એનું કહ્યું નવ માનીએ. પટરાણીઓના પઢાવ્યા પઢો છો પણ પોપટરાણા, પસ્તાશો પેટ ભરીને. માટે આ બુઢ્ઢા બાપનું કહ્યું માનો ને એકમ થવા દો. સુખી થાશો ને બાપના બારમા કેડે બે પૈસા પામશો.

બધા : પૈસા !

ભોળાનાથ : હા પૈસા. પાછળ હશે ઈ પામશો. (કોથળી બતાવતો) ઠીક કહું છું.

પહેલો : પણ અમારી ક્યાં ના છે, બાપા ?

બીજો : તમે કીધું ને અમે ન કર્યું ઈમ બન્યું છે કોઇ દી ?

ત્રીજો : દીને રાત કહો, તો કહીએ રાત.

ચોથો : ને રાતને દી કહો તો કહીએ દી.

પાંચમો : તમારી ચરણરજ અમારા માથે.

ઉદય : તમારું જૂતું અમારા વાંસે.

ભોળાનાથ : હેં હવે મારા દીકરા ખરા. રંગ છે માડીજાયા મલોખાં ! રંગ છે તમને. હવે જાવ ઝટપટ ને ગાંસડાં-પોટલાં લઈ બાપદાદાના કૂબામાં બૂડી મરવા પાછા પધારો. (છોકરાં જાય છે. ઉદયના ખભે હાથ મૂકી) કાં થીયુંને એકમ !

ઉદય : (પ્રશંસાથી) હા બાપા, થયું તો ખરું.

[દેવીદાન ગઢવી ને ભગલો હજામ પ્રવેશ કરે છે.]

ગઢવી : કોને રંગ દેવાય છે, એલા ? રંગ દે કાં ભાટ બારોટ, કાં ગઢવી ચારણ. પેઢી દર પેઢી હાલ્યો આવતો અમારો હક વળી કૂણ લૂંટવા નીકળ્યું ?

ભગલો : હકની તો વાત જ કરશો નહિ. ગઢવી, આ વખતમાં હક્ક માત્તર લૂંટી લેવા જેવો બધાને લાગે છે. ને ભાટાઈ કરવાનો હક્ક કંઈ એકલો તમારો જ નથી હવે.

ગઢવી : સાચું બોલ્યો ભગલા, સાચું. શી કઠણાઈ છે ! પણ આ રંગ દેનારો છે કઈ વાડીનો મૂળો !

ભોળાનાથ : ઓળખ્યો નહિ મને ગઢવા? હું ભોળાનાથ.

ઉદય : મારા બાપા.

ગઢવી : કોણ ભોળો ભરમ ભટ! ક્યારે જાત્રાથી આવ્યો?

ભોળાનાથ : આ હાલ્યો આવું છું.

ભગલો : ગઢવીના મોંમાં મૂકવા ગંગાજળ લાવ્યા છો ને?

ગઢવી : મૂકે નહિ તારા મોંમાં. ગંગાજળ તો મરણ ટાણે મુકાય, મૂરખા.

ભગલો : તે તમારે હવે ક્યાં લાંબુ કાઢવું છે, ગઢવા?

ગઢવી : વાર છે હજી વાર. હજી તાંતણો તૂટે ઇમ નથી. ભોળા, તારું કેમ છે? આંહીં તો બારે મેઘ તૂટી પડ્યા છે.

ભગલો : છપ્પનભોગ ખૂટી ગયા છે.

ભોળાનાથ : કેમ ગઢવી! એવું શું થયું છે વળી?

ગઢવી : ભોળા, આજકાલ તો હવા હાલી છે નોંખા થાવાની. ચાર બૈરાં આજ સુધી એક હાકોટે ઘરમાં હડિયાપાટુ દેતાં'તાં, ને ઢીંચણ સુધી લાજનો ઘૂંમટો તાણી, 'આવ્યાં કે, જાશો કે,' કરતાં'તાં. ઈ આ એક મહિનાથી નોંખા થઈને બેઠાં છે. એકમેકની હારે અબોલા લીધા છે. મારું ખોળિયું એક, તે ચાર જણાં વચ્ચે વહેંચવું કઈ રીતે? આમાં કરવું શું મારે! અંદરનું દખ તો રૂદિયો જાણે છે.

ભગલો : ને છાનાં છાનાં આંસુડાં સારે છે.

ગઢવી : કોઈ ઉપાય સૂઝતો નથી.

ભોળાનાથ : ઉપાય બતાવું. કરો એકમ.

ઉદય : હા, અમે કર્યું એવું તમેયે કરો એકમ. સુખી થશો.

ગઢવી : હેં ! એકમ !

ભગલો : ઈ શું વળી ?

ભોળાનાથ : એકમ. વૈરાંનું એકમ.

ગઢવી : પણ તારું આ એકમ છે શું ?

ભગલો : કરવું કઈ રીતે ?

ગઢવી : ફોડ પાડીને વાત તો કર.

ભગલો : પછી વિચાર કરીએ.

ભોળાનાથ : એમાં વિચાર કરવા જેવું કંઈ છે જ નહિ. આ જેમ મેં મારા નોખા પડેલા કુળદીપકોનું એકમ કર્યું, તેમ તમે પણ તમારા નોખાં થયેલાં ઘરવાળાનું એકમ કરો.

ગઢવી : વૈરાંનું એકમ ! ભારે વિચિત્ર ! ઈ તે થતું હશે ? (લલકારતો) એ ચાર મળે જો ચોટલા, તો ભાંગે ઘરના ઓટલા, ઈ બાયડીયુંનાં બાપલા, એકમ કરવાં દોહ્યલા.

ભગલો : સાચું કીધું ગઢવી. જગતમાં બધાનાં એકમ થાય, પણ બાયડિયુંનાં એકમ ન જ થાય. ભેગી કરો કે ભડ-ભડી છે જ.

ભોળાનાથ : ન શું થાય. આમ ચપટી વગાડતાં કરી દઉં. વૈરાંનું એકમ, હજામનું એકમ, ઘાંચીનું એકમ, મોચીનું એકમ...

ભગલો : (બાજુએ ગઢવીના કાનમાં) ગઢવી, આ ભોળિયાનું ચસકી તો નથી ગયું ને ?

ગઢવી : લાગે છે તો એવું, ભગલા.

ભગલો : સંભાળીને કામ લેજો.

ગઢવી : ભાંગ ચડી તો નહિ હોયને ?

ભગલો : બનવાજોગ છે. ભાંગ, ગાંજો ને ભોળાનાથ, ના તૂટે જીવતાં સંગાથ, એ કહેવત તો જાણીતી છે. આંખો રાતીઘૂમ છે.

ગઢવી : પૂછવામાં આપણું શું જાય છે?

ભગલો : કંઈ નહિ. થાવા દો.

ગઢવી : પણ ભોળા, ઈ તારું એકમ થાય કઇ રીતે?

ભોળાનાથ : જાણવું છે? ફી આપવી પડશે રૂપિયા પાંચ.

ઉદય : નગદ નારાયણ. ઉધાર કામકાજ બંધ છે.

ગઢવી : પાંચ રૂપિયા! ભોળિયા, તું જાણ છ બાપલા, કે સોરઠની ધરતી માથેથી ધરમાવતારો મરી ખૂટચા છે? હવે તે પાંચ પઈ પણ ભેગી થતી નથી.

ભગલો : પાંચ રૂપિયા! વીસ માથાનું મૂંડામણ!

ભોળાનાથ : એ હું શું જાણું? એકમ કરવું હોય તો લાવો ફી.

ઉદય : કલદાર વિના કામ નહિ. લાવો રોકડા.

ગઢવી : જાણ છ અલ્યા, આ ગામ જ ઉધારિયું છે!

ભગલો : છ મહિને હજામતના પૈસા મળે છે.

ભોળાનાથ : ઈ તમે જાણો. આંહી તો પહેલા કલદારમ્. પછી નમસ્કારમ્.

ગઢવી : આ જાત્રામાં શીખીને આવ્યો લાગ છ!

ભોળાનાથ : હા ભાઈ હા, પહેલા પૈસા મૂકો પછી પાયેલાગણ કરો. નહિ તો પાછા સીધાવો. આ મંત્ર જાત્રાના ધામોમાં ફરતાં ફરતાં શીખ્યો છું.

ગઢવી : આ ગામમાં કોરી સલેટ પર કામ કરજે, ભોળા!

ભગલો : તો સુખી થાશો, નહિ તો મારી જેમ સલાડી પર

અસ્તરો ફેરવ્યા કરશો, દી ને રાત, તોયે દાડો નઈ વળે.

ગઢવી : બોલ હવે, એકમ કરવું કઈ રીતે ?

ભગલો : બતાવ કીમિયો.

ભોળાનાથ : પહેલાં લાવ ફી.

ઉદય : પછી એકમની પોળી, ઘીમાં ઝબોળીને પી.

ગઢવી : અરરર ભારે લોભિયો ! એમ કર ભોળા, હું છું જાણે ગઢવી. તારા એકમના એવા દુહા જોડી જોડીને લલકારું, કે આખા ગામમાં તારી બોલબોલા થઈ જાય.

ભગલો : ને હું હજામત કરતો જાઉં ને કેંચીની કચકચ સાથે કાનમાં કચકચ કરતો જાઉં, કે એકમનો કીમિયો જાણવો હોય, તો જાવ ભોળાનાથ પાસે.

ગઢવી : પછી જોઈ લે, પૈસાના ઢગલા થાય છે કે નહિ.

ઉદય : હા બાપા, એમ કરો. આ ભગલો તમારો કારકૂન, ગઢવી જાહેરખબર એજન્ટ, ને તમે એકમ એક્સપર્ટ.

ભોળાનાથ : અજબ કિમિયો. ફી રૂપિયા પાંચ.

ગઢવી : વિખૂટાં વાછરડાંને, વણસેલા વાજિંત્રોને,

ઉદય : ફુટેલા બિલોરી કાચને, ભાંગેલા દિલને,

ભગલો : ઉખડેલાં દાઢી મૂછને,

ગઢવી : જોડનાર,

ભગલો : સાંધનાર,

ભોળાનાથ : સુધારનાર,

ઉદય : એકમ એક્સપર્ટ,

ગઢવી : ભોળાનાથ બ્રહ્મભટ.

ભગલો : દો તાળી.

[એકબીજાને તાળી આપતાં ચારે જણા ગોળ ગોળ ઘૂમે છે.]

ભગલો : કરો એકમ.

ઉદય : થાવા દો એકમ.

ગઢવી : હું મારો આપો.

[એમનો આ પોકાર પસાર થતા લોકોને આકર્ષે છે. ટોળું ભેગું થાય છે.]

એક : એલા આ હમચી શાની ખૂંદવા માંડી છે ?

બીજો : રાંદલ બેસાડયાં છે કે શું ?

ત્રીજો : પંડમાં માતાજી આવ્યાં લાગે છે !

ચોથો : કયં વાત ! આ તો શીકોતરું લાગે છે, કયાંક વળગે નઇ. હાલો હાલો.

[ચાર જણા જાય છે, ત્યાં બીજા ચાર આવીને ઊભા રહે છે.]

ગઢવી : (લલકારતો)

હે ગામડિયા રે ગમાર, સુણજો એકમની વાતડી,
સમજ્યે એનો સાર, ગજ ગજ ઉછળશે છાતડી.

તાત્યારાવ : એકમ મ્હણજે કાય ? સાંગાલતર ખર ? એકમ પાહિજે બુવા, આપલાલા.

પારસી : પન આય એકમ છે સું બાવાજી ?

મિયાં : લેકીન એકમ હૈ કયા ? જરા બતાવો તો સહી.

વાણિયો : હાં બટાવો જરા બટાવો. ડેખ્યા વિના ખબડ ના પડે.

ગઢવી : ( લટકાં કરતો )

એ દેખીને ડાગળી ચસકશે, કૈં અટક પાંહળીનાં ભડકશે,
પણ સુરનર ચતુર ખર સમજશે, ને એકમ રચવા ડણકશે.

ભગલો : કરો એકમ.

તાત્યા : મ્હણજે કાય? સાંગણાર કી નાહી? મલા એકમ પાહિજે.

પારસી : મુને બી જોવસ ખા.

મિયાં : મફત મિલેંગા તો લેંગે.

વાણિયો : હા ભઈ, પૈસા બૈસાની વાટ ન કડતા. પૈસાની વાટથી મને ટાઢિયો તાવ ચડી જાય છે.

ગઢવી : (ગાય છે.)

એલા પૈસા પૈસા શું કરો? પાંચના થાશે પચ્ચાસ,
ને પચ્ચાના ઓગણપચ્ચાસ, થાશે વાંસો વાંસ.

તાત્યા : પન્નાસાચે એકુણપન્નાસ! ચાંગલી ગોષ્ટ આહે બુવા.

પારસી : ખોદાયજી! પાંચના પચ્ચાસ! સોજ્જુ ખા.

મિયાં : એસા હોગા તો પાંચ ઉધાર લા કે ભી દેંગે.

વાણિયો : આપડે ડીઢા. ઓગણપચ્ચાસમાંથી તમારા પાંચ કાપીને ચુંમાળીસ રોકડા મને ડઈ ડ્યો.

ગઢવી : હવે તું કંઈ બોલ ભગલા, હું થાક્યો.

એ.... ભગલા ભઈલા, ભસ, વાતમાં ભાળે જો કસ,
નહિ તો આઘો ખસ, મારી ફુટશે ધોરી નસ.

ભગલો : એ સાંભળો સાંભળો સોરઠી સજ્જનો! આ આપણા ભોળાનાથ બ્રહ્મભટ કાશી જાત્રા કરીને આવ્યા છે. અજબ એવો કીમિયો શીખીને લાવ્યા છે. કેવો છે એ

કીમિયો ? જુદા પડેલાં, વેરવિખેર થયેલાં, જનજનાવ રને, જડચેતનને એક કરવાની કળા એ જાણે છે. કહો તો આખા સોરઠની નદિયું ને પહાડોનું એકમ કરી દે.

તાત્યા : ઉત્તમ ! મી દેતો પાંચ. આપલાલા પાહિજે એકમ. ભોળાનાથ, સૌરાષ્ટ્રાતીલ સઘળ્યાં નદ્યાંચે એકમ કરૂન દે આપલાલા. મ્હણુજે માઝ કામ્ ઝાલ. માઝા ધંધા પડલા ઓવરસિયરચા. હ્યા સઘળા નદ્યાંચે માપ ઘેત કોણ બસણાર ? એકમ ઝાલે કી પંચાત મીટલી.

પારસી : ખોદાયજી હુવા દે તમુને ભરમભટજી. આટલું જરા મારૂં બી કામ કરી દેવસ જો. આય ગિરનારના સિંહની ગનટરીનું કામ મુને સોંપાયુંચ. ટે બાવા, એવણુ નામદારોની ગનટરી કરી આપસ ને એવણનું એકમ બનાવી દેવસ, ટો મોટી મેરબાની માનસ. લેવ આ પાંચ રૂપિયા.

મિયાં : મુઝે કર દો મરઘીકે અંડે કા એકમ. બસ. ફીર દેખલો મઝા.

વાણિયો : ને મને કડી આલો ઘીગોળ, ઘઉંબાજરાનું એકમ. ટો ટો રંગ રઈ જાય. ન્યાલ થઈ જાઉં.

ભગલો : ને ભોળાનાથ, મારે દર શનિવારે હડમાનને તેલસિંદૂર ચડાવવાની બાધા છે. ને આ ગામમાં સાતે હડમાન ગાઉ ગાઉને છેટે બેઠા છે. તો ઈ સાતે હડમાનનું એકમ કરી દો.

ગઢવી : ભાઈ બ્રહ્મભટ, જાણો છો ને, આ સોરઠમાં બાપુ પાંચસો ને મરણટાંણા પંદરસો. દર વખત મરશિયા ગાનારિયું ભેગી કરતાં મારૂં તો મોત થઈ જાય છે. ભલો થઈને મરશિયા ગાનારિયુંનું એકમ કરી દે.

સગલો : મારી આ બીજી અરજ છે. ગામેગામના હજામોનુ એકમ કરી દો, તો જનમભરની પીડો [illegible] તાળે ઊતરવું હોય, તો એકસામટા ઊતરી તો શકાય. પછી ભલે દાઢિયું દોટા મેલે.

ગઢવી : ભોળાનાથ, ગામને સિમાડે ઊભા છે નરબંકડા મૂંછાળા મરદોના ને કડયવંકડી નમણી નાગરવેલ જેવી સતિ-યુંના પાળિયા. ઈ બધા નોખા નોખા આડાઅવળા ઊભા છે. કોઈ ખબરે ય લેતું નથી. ઈ જગતની જ્યોત્યુંને કરી દે ભેગી. કદાચ ઈમને જોઈને આ ચંપલવાળિયુંને ચાનક ચડે ને મગતરાની મૂછયું ફરકે, તો ભઈ, ભયો ભયો.

ભોળાનાથ : શાન્તમ્ શાન્તમ્ પ્રાકૃત જના: સર્વે શાન્તમ્.

ભોળાનાથજી એણી પેર બોલ્યા, સુણો રંક ને રાય;
વિસ્તારી તમને સંભળાવું, એકમ તણો મહિમાય.

ઉદય : હરેક રાયજી સુણીયે.

ભોળાનાથ : ભાઈઓ, એકમનો અર્થ કેન્દ્રીકરણ. દૂર પડેલાં, આઘે વસેલાંને મધ્યવર્તી સત્તા તળે ભેગાં કરવાં. આમ કરવાથી, પુરુષની તાડ જેવી છાયા તળે જેમ બાળબૈરાં સુખથી જીવે છે, તેમ એકમ રચવાથી એક માનવીની છત્રછાયા તળે બધાં નિરાંતે, ઊંઘી જઈ શકે છે. નદિ-યુંનું એકમ રચવાથી એક સાથે જળપ્રલય કરવો હોય તો ઠીક ફાવટ આવે છે. ગીરના સિંહોને કેટલાક લોકો 'કૂતરા' કહી બોલાવે છે, એની સામે સિંહો સંયુક્ત વિચારણા પછી ફરિયાદ કરી શકે છે. મરઘીનાં ઇંડાં અને ઘી ગોળ અનાજનાં એકમ કરવાથી પેદાશ અને પુરવઠાનો પ્રશ્ન ઉકેલી શકાય છે. સાત હડમાનને ભેગા

રાખવાથી ભગલા હજામને ગાઉગાઉના ધક્કા ખાવાનું મટી જાય છે. અને જો મરશિયા ગાનારિયુંના એકમ થાય તો બાંધી ફીએ ઘેરઘેર મરશિયા ગવાતા થઈ જાય. એમની આવક વધે ને મરનારની રોનક વધે. વળી હે સુજ્ઞ જનો! ગઢવીની છેલ્લી વાતથી તો મારું દિલ પણ ડોલી ગયું છે. પાળિયાનું એકમ! વાહરે ગઢવી વાહ! શું મગજ દોડાવ્યું છે? શાસ્તરમાં સાચું કહ્યું છે, કે જ્યાં ન પહોંચે કવિ, ત્યાં પહોંચે રવિ. પાળિયાનું એકમ પહેલું.

ગઢવી : તઈં હઉં, આપણા રામને સંતોષ.

ભગલો : હડમાનજીનું એકમ ભૂલતા નહિ,

તાત્યા : આપલ્યાલા નદ્યાંચા એકમ પાહીજે. વિસરૂ નકો.

પારસી : ગીરના સિંહનું એકમ બાવા.

મિયાં : મરઘી કે અંડે કા.

વાણિયો : ઘીગોળ, અનાજ, લોંચશીંગ બદ્ધાના એકમ કડી ડ્યો.

ભોળાનાથ : ભલે, ભલે, ભલે. અહો ભગલા, ક્ષૌરકર્મ વિશારદ, તારી પોથીમાં આ સદ્ગૃહસ્થોની ફી જમા કર, ને એમની માગણી નોંધી લે. ગૃહસ્થો, હવે તમે સિધાવો. સવારના ચાર વાગે ભોળાનાથના 'એકમકુર્વન્તિ' મંત્રોના સવાલક્ષ જાપની અસર થવા લાગશે. બધી નદીઓના પાણી ઘૂઘવાટા કરતાં ભેગાં થવા માંડશે. ગિરનારી સિંહોની ડણક કાનના પડદા ફાડી નાખશે; હડમાનજી હડિયું દેશે; મરશિયાના મહેરામણનો ઘોષ સંભળાશે; ઇંડા ને અનાજના ડુંગરા થશે અને પાળિયાની પધરામણી

થશે. સર્વે જનાઃ સુખિનો ભવન્તુ: મનકામના સિદ્ધિરસ્તુ.

[ સૌ આવજો આવજો કરતા વેરાઈ જાય છે ]

ભોળાનાથ : ઉદય, ઓ ઉદય.

ઉદય : શું છે બાપા ? આ રહ્યો.

ભોળાનાથ : લે આ રૂપિયા દસ. મેલ પટારામાં. ને અહીં ગોદડી ઓઢડી નાખ. જરા આડે પડખે થાઉં. આખા દીનો થાક્યો પાક્યો છું. અહીં આવ્યો ત્યાં એકસની રામાયણમાં પડ્યો, પણ કંઈ વાંધો નહિ. દસ કલદાર તો કમાયા, ને એકમકુર્વન્તિ મંત્રની સિદ્ધિ થઈ, તો પછી ધનના ઢગલા છે. બેઠા બેઠા ખાવ મારા બાપલા. ( ઉદય સાદડી ઉપર ઓશિકું નાખે છે, તે પર માથું ટેકવતાં ) હે રામ, હવે તુંયે નિરાંત કર ઉદય.

ઉદય : હા બાપા.

[ ઉદય જાય છે. ભોળાનાથ ઊંઘવા માંડે છે. નસકોરાં બોલતાં હોય છે. પ્રકાશ ધીમે ધીમે સાવ નહિ જેવો થઈ જાય છે. પાછળનો પડદો ખેંચાઈ જતાં લાલ પ્રકાશમાં ભયજનક લાગતા પાળિયા નજરે પડે છે. ભોળાનાથ બેઠો થઈ મૂંછે હાથ નાખી ખોંખારો ખાય છે. ]

ભોળાનાથ : વાહ ભોળાનાથ, વાહ ! રંગ છે તારી પંચોતેર પેઢીને. જોયું ને ? કેવાં જાત જાતનાં એકમ જોતજોતામાં ઊભાં કરી દીધાં ? એ આ પાળિયાનાં એકમ ને પોરબંદરના પાણાનાં એકમ; ગોહીલવાડી ગાંજરનાં એકમ ને ઝાલાવાડી ઝમકુમાનાં એકમ; સોરઠી સોગઠિયુંના એકમ ને હાલારી હાલરડાનાં એકમ, મરશિયા ગાનારિયુંનાં એકમ ને છાજિયાં લેનારિયુંનાં એકમ, બાવાબાવીનાં એકમ ને નદીયું નાળાંનાં એકમ. કયે એકમ. ઘાએ ચડ્યું, કે

નજરે નડ્યું ઈનાં કરો એકમ. વાહ ભોળાનાથ વાહ. બોલો હર હર હર મહાદેવ.

[ પાળિયા સજીવન થતા હોય છે. હોંકારા કરતા પરાક્રમી પુરુષો તરવારો ખેંચતા દેખાય છે. ]

પહેલો : અલ્યા ઈ કોણ ઈ કોણ સામે છાતી કાઢીને ઊભો છે? માણાવદરનો માનસીંગ તો નઈ? મોત આવ્યું લાગે છે.

બીજો : તે ઈ કીયું મગતરું આવ્યું કૂડે સે મારી સામે? ભાણાવદરનો ભૂપસંગ કે? મરવાનો થયો છે.

ત્રીજો : મને ઓળખ્યો, હું ભાયાવદરનો ભીમો.

ચોથો : ને હું લખતરનો લખધીર. ભીમડા, સંભાળજે.

પાંચમો : હું કાદુ મકરાણી, માર્યા વિના નઈ મેલું.

છઠ્ઠો : હું મોર સંધવાણી, નાક વાઢી નાખીશ.

ભોળાનાથ : હળવે બોલો બાપલા, હળવે. ગોકીરો કાં કરો !

સાતમો : હું પથો જાંગડો. નગારે ડંકો દેનારો.

આઠમો : હું લાખો ફુલાણી.

નવમો : મને ઓળખ્યો ? હું આરબની બેરખનો જમાદાર માસદ.

દસમો : હું વાલો નામોરી.

પહેલો : જો માનિયા, મારગમાંથી ખસી જા.

બીજો : તરવાર્યુંનાં તોરણ બાંધ્યા છે, હાલ્યો આવ મરદ હોય તો ભુપસંગ.

ચોથો : ભીમડા, આ ભાયાવદર નથી, લખતરનું પાદર છે. વધેરાઈ જાશો.

ત્રીજો : લખધરજી, ભીમડાને તો જોગમાયાની ઓથ છે. તું જ

સંભાળજે. તારી રાણિયુંને રંગમોલમાં ને દાસિયુંને દરબારમાં રોવાનું ટાણું છે. થા ભડ.

છઠ્ઠો : કાહુડા, બંદૂકો મેલી દે. કૂંકાઈ જઈશ.

પાંચમો : મોર, તારા મોત માથે મોરલા નો ગેહુકે તો કહેજે.

ભોળાનાથ : પણ બાપા, આમ બાખડો છો શીદને? ઈ માટે તમને અહીં ભેગા નથી કર્યા. હળીમળીને રહો, જૂનાં વેર ઝેર ભૂલી જાવ. તમારું તો મેં એકમ કર્યું છે.

પહેલો : ઈ શું વળી?

બીજો : શાનું એકમ!

ત્રીજો : નાના છોકરાંનાં ખેલ છે!

ચોથો : અમારું એકમ!

ભોળાનાથ : હા બાપલા હા, ઠંડા પડો તો વાત કરું ને.

પાંચમો : પણ આ સામે મારા જનમભરના દશમનને કેમ ખોડ્યો?

છઠ્ઠો : તારી જીભે ડામ દઉં તો હું ખરો.

સાતમો : ગાલમાં રૂપિયા ભરીને તારા ગાલ ફાડી નાખું તો મારા બાપની અવગતિ ન થાય.

આઠમો : આવજે તો ખરો ગાલ ફાડવા. પોચી માટીનો ભાળ્યો?

ભોળાનાથ : પગે પડું મારા દેવતા, હળવે હળવે બોલો. આમ ગામ ગજાવો નહિ. લડવું ઝગડવું હવે મેલી દો. ભેળા થઈને ભગવાનનું નામ લો. એકતાનું અમરત પીઓ. હવે તો એકમ થયું છે.

પહેલો : અમારું એકમ! જનમભરના દુશમનોનું.

બીજો : જિંદગી આખી લડ્યા ને મર્યા તે આમ એક થવા?

ત્રીજો : એકમમાં ભેગા થવા કાં ?

ચોથો : મરદોનાં વેર તો પેઢી દર પેઢી હાલ્યાં આવે.

પાંચમો : બાપનું વેર બેટો ન લે, તો રૌરવ નરકમાં પડે. અમારે નરકમાં નથી પડવું.

છઠ્ઠો : તારે અમારી ટેક તોડાવવી હશે કાં ?

સાતમો : નાક વઢાવા દેવું હશે કાં ?

આઠમો : સાની કૂખ લજવવા દેવી હશે.

નવમો : ફૂટ અભાગિયા.

દસમો : પાપિયા.

પહેલો : કરમચંડાળ.

બીજો : ભરમરાક્ષસ.

ભોળાનાથ : ક્ષમા કરો બાપલા, જરા ટાઢા થાવ.

ત્રીજો : શું ટાઢા થાય ! પથરા ! અમારી ટેક તજાવવા નીકળ્યો છે, માળા ભૂત ?

ચોથો : આમ ભેગા થવું હોત, તો લડીને મરત શા માટે ? જખ મારવા ?

પાંચમો : ભેગા કરીને અમને કલંક લગાડ્યું.

છઠ્ઠો : લાગવા શેનું દઈશું. ખેંચો તલવાર.

બીજો : આવી જા માનિયા.

પહેલો : થા ભાયડો ભૂપસંગ.

બીજો : જય અંબે ભવાની.

પહેલો : જય સોમનાથ.

ચોથો : ભીમા, ભાગતો નહિ.

ત્રીજો : લખધર, જોજે કુળ લજવતો.

પાંચમો : મારો.

છઠ્ઠો : કાપો.

[ તલવારો ખેંચાય છે. યુદ્ધક્ષેત્ર મચી જાય છે. ભોળાનાથ થરથરે છે. ચારેક શૂરા લડવૈયા આગળ આવી બરાડે છે. ]

પહેલો : ક્યાં ગયો એ એકમ કરવાવાળો ? આવ્ય ઓરો. વાઢી નાખું.

ભોળાનાથ : ના માબાપ, ના. તમારી ગાય છું. પગે પડું છું.

બીજો : હવે આવું કાળું કામ કરીશ ? કરીશ ભેળા કોઈ દી ?

ભોળાનાથ : નહિ કરું બાપલા, કરું તો ગૌહત્યાનું પાપ.

પહેલો : એકમ કરવા નીકળ્યો છે ! ફાડિયાં કરી નાખીશ.

બીજો : ચીભડાની જેમ ચીરી નાખીશ.

ત્રીજો : મહીં મરચું ભરીશ.

ચોથો : જિંદગીની ટેક તજાવવા નીકળ્યો છે ?

ભોળાનાથ : ના બાપલા ના. કદી નહીં ટેક તજાવું. હવે દયા કરો. આ તમારું એકમ મિથ્યા. હવે સૌ સૌને થાનકે સિધાવો (હાથ જોડી) નમસ્કાર, સાષ્ટાંગ દંડવત પ્રણામ. ગચ્છ ગચ્છ સુરોશ્રેષ્ઠ.

[ વચ્ચેનો પડદો પડે છે. ભોળાનાથ આગળના ભાગમાં બે હાથ જોડી બડબડતા, ધ્રૂજતા ઊભા છે. પ્રકાશ વધે છે. ]

ભોળાનાથ : હેં ક્યાં ગયાં બધાં ! અલ્યા ઉદય, ક્યાં ગયાં બધાં ? હેં ગયાં ક્યાં ઓલ્યા ?

ઉદય : ( દોડતો આવી ) કોણ બાપા ?

ભોળાનાથ : પાળિયા.

ઉદય : કયા પાળિયા ?

ભોળાનાથ : કેમ કયા તે વળી ? પાળિયા. અહીં ઊભા હતાને હજી હમણાં ? રાતી આંખો કાઢતા ને તરવારો ખેંચતા ? માંડ મનાવ્યા ત્યારે માન્યા ને પાછા પોતાને થાનકે સીધાવ્યા. કેટકેટલા કાલાવાલા કર્યા ત્યારે. ઉદય ?

ઉદય : કહો બાપા.

ભોળાનાથ : તારા ભાઈઓને દોડતો જઈને કહી આવ્ય, કે લખાચા લઈને અહીં ન આવે. મારે એકમ નથી કરવું.

ઉદય : (આશ્ચર્યથી) કેમ ? શું થયું બાપા ?

ભોળાનાથ : સૌ સૌને થાનકે સારા છે.

ઉદય : હું તો કહેતો'તો.

ભોળાનાથ : મારા તો હાથપગ ધ્રૂજે છે. શું થઈ ગયું આ બધું ? દેખ પુતર ઊદા, નાચે છે ડોસા ને ધ્રુજે છે ટાંગા. જા બેટા, ઝટ કર. અવગતિયાને અહીં નોતરતો નહિ.

ઉદય : આ દોડચો બાપા.

[ જાય છે. ]

ભોળાનાથ : હાશ, પરસેવાના રેલા ઊતર્યા. (કપાળ લૂછે છે) સોરઠના સપૂતોને થોડીવાર ભેળા કર્યા ત્યાં તો ધરા ધમધમાવી મારા વાલીડાઓએ ! સારું થયું મને વાઢી ન નાખ્યો. નહિ તો રાંધ્યાં ધાન રઝળત ને પરથવી રંડાઈ જાત.

[ ગઢવી ને ભગલો પ્રવેશ કરે છે. ]

ગઢવી : ભોળાનાથ !

ભગલો : બ્રહ્મભટ.

ગઢવી : કાં કેટલી વાર છે તારા એકમને ?

ભગલો : હું તો વાટ જોઈ જોઈને થાક્યો.

ગઢવી : નદિયુંના ઘૂઘવાટ કે સિંહની ડણક, હડમાનની હડિયા-પાટુ કે રાજિયાની રમઝટ, કં:કે'તાં કંઈ કાને ન પડ્યું, બાપલા.

ભગલો : ઈનું કારણ શું ભોળાનાથ?

[ભોળાનાથ થરથરે છે.]

ગઢવી : એલા કંપવા થિયો છે કે શું!

ભગલો : હાં....આમ થરથરો છો કેમ?

ભોળાનાથ : મારે એકમ નથી કરવું.

ગઢવી : હેં! કેમ નથી કરવું ભોળાનાથ?

ભગલો : પણ થયું શું ગોરબાપા?

ભોળાનાથ : હેં ને બેં. મારે એકમ નથી કરવું. સો વાતની એક વાત.

[હૃદય, તાત્યારાવ, પારસી, મિંયા, વાણિયો પ્રવેશ કરે છે.]

તાત્યા : કાયરે બુવા? પાંચ રૂપિયા ફુકટ ગેલે! દે માઝે પરત.

પારસી : હા બાવાજી, કામ ન કીદું તો રૂપિયા પાછા. વેવારની વાટ જાનોચ ને?

મિયાં : અંડેકા ઢગ તો હુવા બી નહિ.

વાણિયો : હેં હેં હેં હું કેવો ગાંડીનો ડાયો. પૈસા આગળથી આલ્યા જ નહિ. આપડે તો પેલા કામ, પછી (અંગુઠો બતાવી) ડામ.

ગઢવી : પણ ભોળાનાથ, થયું શું? બોલ તો ખરો?

ભગલો : કોઈએ મૂઠ મારી લાગે છે. સાવ સફેદ પૂણી જેવા થઈ ગયા છે.

ગઢવી : લોહી જ ક્યાં છે ?

ભગલો : અરરર જાણે મસાણનું મડું !

તાત્યા : ઝાલા કાય ?

પારસી : હાં બાવા, ઠીયું સું, કોની ?

મિયા : હુવા કયા ?

વાણિયો : હાં બોલો શેઠ, બોલો.

ભોળાનાથ : શું કરું ભાઈઓ, જુઓ જાણે. રાતે મંત્ર છાંટી મેં પાળિયાનું એકમ કર્યું.

ગઢવી : વાહ વાહ !

ભગલો : ભારે કરી !

તાત્યા : છાન !

પારસી : ખોદાયજી !

મિયાં : અલ્લાહ! ફિર કયા હુવા ?

વાણિયો : હાં ! પછી ઠિયું સું ?

ભોળાનાથ : ભેળા તો કર્યા પણ ભેળા રહી ન શક્યા. બહાદરિયા સામસામા બાખડ્યા. તરવાર્યું એંચાણી ને અંતે પગે લાગીને, નાક લીંટી તાણીને સૌ સૌને થાનકે વળાવ્યા. હું મરતો બચ્યો. હવે મારે એકમ નથી કરવું. તમે તમારે થાનકે સીધાવો. લઈ જાવ તમારા પૈસા પાછા. (ઉદયને) ઉદય, દઈ દે એમને એમના રૂપિયા. આ તાત્યાને અને પેસ્તનજીને જ પાછા દેજે હોં. બીજાએ તો આપ્યા જ નથી.

[ઉદય બે જણાને પૈસા આપે છે.]

ગઢવી : આમ વાત થઈ ત્યારે ભોળાનાથ.

એ...સો જ્યાં થયાં ભેળાં, નવ્વાણુ નોખાં થયાં,
શિયાળવાં સૌ સીમ, ને કૂતરાં ગામ ભણી ગયાં.

ભોળાનાથ : હા ભાઈ, હા. ઈમ વાત થઈ. આ એકમ કરવા જતાં એક વાત સમજાણી, કે એકમ થાય કોનાં, ને થાય તો ટકે કોનાં.

બધા : કોના થાય ?

ભોળાનાથ : જે એના ભેળા થવાથી સવાદ વધે એનાં.

ભગલો : મૂળો ને મીઠું ઈ બેનાં થાય ?

ભોળાનાથ : હા, ન થાય ઈંયા લગણ મીઠું ખારું ને મૂળો તીખો. પણ એકમ ન થાય મૂળા ને મોરચૂના.

ગઢવી : ને માણાનાં એકમ ?

ભોળાનાથ : થાય, પણ અંતર એક થિયા વિનાનાં એકમનો એકડો નહિ. સંધાયનાં અંતર એક થાય, પછી એકમની મજા; ત્યાં સુધી ડીંડવાણું.

ગઢવી : ભારે દીંડવાણું આ એકમનું !

ભગલો : જોયા જેવું !

[ ભોળાનાથ ગવરાવે છે ને બધાં ગાય છે. ]

એ આ એકમનું દીંડવાણું,
સો થાય ભેળા ત્યાં નોખાં પડે છે નવ્વાણું...એ

મૂળા ને મોગરીનાં એકમ કીધાં, એક ચૂલે રંધાણું,
મોંમાં મેલ્યું ત્યાં ક્ફિકું, ને ફ્ચ્ચ, જાણે બાપનું બારસું બફાણું.
એ આ એકમનું દીંડવાણું.

પાળિયાના એકમ કીધા ત્યાં એકમેક બાખડ્યા ખ્હાદરિયા જાણું,
સો સૌને થાનકે જાવ મારા બાપલા નાકલીટી તમને તાણું.
એ આ એકમનું દીંડવાણું.

મરશિયા ગાનારીયુંનાં એકમ કરો, મેં વાળ્યાનું આવ્યું છે ટાણું,
કાંખલિયું કુટનાર, ચૌદસિયા ચોર સૌ, આવો, દો કાંધ, જાય હાલ્યું.
એ આ એકમનું દીંડવાણું.

અંતર એક થાય પછી એકમની મીઠલડી મોજ હું તો માણું,
એકતાનું અમરત ક્યાંથી ટકે જ્યાં રૂદિયાનું રામપાતર કાણું ?
એ આ એકમનું દીંડવાણું.

[પડદો પડે છે.]

# કા ય ર

[ સ્થળ : ન્યૂ દિલ્હીમાં આવેલા મેજર રણવીરસિંહના બંગલાનો
વિશાળ ખંડ. લશ્કરી અમલદારનું નિવાસસ્થાન હોય એમ
જોતાં જ કહી શકાય એવું શણગારેલું છે. ભીંત પર શિકાર
કરાયેલાં હરણ, વાઘનાં ટોકાં, હાલતરવાર, એક મોટું વાઘ-
ચર્મ ટીંગાડ્યાં છે. રણવીરસિંહના બાપુનું એક મોટું
તૈલચિત્ર પણ ભીંત ઉપર લટકે છે. જમણી બાજુએ
પ્રવેશદ્વાર છે. ડાબી બાજુએ આલ્મારી પર અનેક કલા-
કૃતિઓ-તાજમહાલ, પીરામીડ, દક્ષિણનાં મંદિરો—વગેરેનાં
નાનાં મોડેલો ગોઠવેલાં છે. પાસે હીઝ માસ્ટર્સ વૉઈસ
રેડિયો છે. નજીકમાં સોફાસેટ છે.

ઓરડાની વચ્ચે પડેલા મોટા ટેબલ પર રણવીરસિંહનો
દસ વર્ષનો પુત્ર અમર લશ્કરી ઢબે સલામ કરતો ઊભો છે.

ભરતસિંહ ડ્રમ વગાડે છે ને મેરૂ ખવાસ બ્યૂગલ. કિરીટ-સિંહ લશ્કરી અદાથી ચાલતો અમર પાસે આવી, એની છાતી પર ચાંદ લટકાવે છે. ડ્રમ અને બ્યૂગલ જોરથી વાગે છે.]

કિરીટ : અમરસિંહ રણવીરસિંહ ગોહેલ, તમને બર્મા મોરચે બહાદુરી બતાવવા બદલ નામદાર સરકાર આ વિક્ટો-રિયા ક્રોસ અર્પણ કરે છે.

ભરત : એબાઉટ ટર્ન, ડિસમિસ.

અમર : ( કિરીટને ગળે વળગી પડતો ) બસ કિરીટકાકા, વિક્ટો-રિયા ક્રોસ મળી ગયો ?

કિરીટ : હા, આવી જ રીતે આજે સવારે ન્યૂ દિલ્હીના પરેડગ્રાઉન્ડ પર તારા બાપુને વિક્ટોરિયા ક્રોસ આપવામાં આવ્યો.

ભરત : સરસેનાપતિને હાથે.

અમર : કેટલું મોટું માન !

મેરૂ : તમે મોટા થાહો, તઈ તમને વેમાન કરોસ મળસે.

અમર : એ શું મેરૂ ?

મેરૂ : એ આ આમને તો વિક્ટોરિયા ગાડીનો કરોસ મળ્યો, પણ તમને વેમાન કરોસ મળસે, મોટર કરોસથીયે આગળનો. નો મળે તો આ મેરૂ મૂંછયું મૂંડાવી નાખે. કીમ ભરત-ભાઈ, હાચું કઉંસું ને ?

ભરત : તું કહે એ ખોટું હોય ? મેરૂની વાતમાં મણા જ ન હોય !

મેરૂ : ઘણી ખમ્મા અન્નદાતાને.

અમર : મને પરેડ જોવા કેમ ન લઈ ગયા ?

મેરૂ : હજી કાલ્ય તો તાવમાં હમહમતા હતા, ને આજ પરડય જોવા જાવું'તું ! લે કે ?

કિરીટ : તબિયત સારી હોત તો લઈ જાત, અમર.

અમર : બાપુ આવશે ક્યારે ?

ભરત : આવતા જ હશે. છાતી પર ક્રોસ લટકાવ્યો હશે ને આમ અદ્ધર હવામાં ચાલતા હશે.

(બહાર મોટરના હોર્નનો અવાજ]

મેરૂ : એ આવ્યા. બાપુ આવ્યા. હાલો અમરભા, હાલો.

[મેરૂ ડ્રમ-બ્યુગલ એક ખૂણામાં ગોઠવી, અમરને લઈ બહાર જાય છે. કિરીટ અને ભરત પ્રવેશદ્વાર નજીક સામ-સામે ગોઠવાય છે. લશ્કરી પોષાકમાં સજ્જ રણવીરસિંહ પ્રસન્ન ચહેરે પ્રવેશે છે.]

રણવીર : (બન્નેના હાથ પકડી) ઓહ ! કિરીટ ! ભરત ! અરે દોસ્તો ! ક્યાં છૂ થઈ ગયા હતા તમે ?

કિરીટ : અભિનંદન, રણવીર.

ભરત : વિક્ટોરિયા ક્રોસના વિજેતાને કોન્ગ્રેચ્યુલેશન્સ.

રણવીર : થેન્ક્સ થેન્ક્સ. (બન્નેના ગળે હાથ ભેરવી આગળ આવતાં) પણ તમે હતા ક્યાં, એ તો કહો ? સવારના સન્માનસમારંભમાં હતા કે નહિ ? શો દેખાવ હતો ! ઈટ વોઝ ગ્રેન્ડ. એકેએક ઉચ્ચ અધિકારીએ હાજરી આપી હતી.

કિરીટ : આપે જ. પ્રસંગ ક્યાં ઓછા મહત્ત્વનો હતો !

રણવીર : ને કિરીટ, સરસેનાપતિએ એવા ઉમળકાથી મારો હાથ દબાવ્યો ! આઈ શેલ નેવર ફરગેટ ઈટ. આજનો પ્રસંગ મારા જીવનનો એક મહાન પ્રસંગ છે. એ ગ્રેટ ડે, એ ગ્રેટ ઓકેઝન.

ભરત : જોજે ફુગ્ગાની માફક ફૂલીને હવામાં ઊડી ન જતો. હજી તારી ધરતી ઉપર જરૂર છે.

રણવીર : છે, છે, છે. સરસેનાપતિએ મને શું કહ્યું તે જાણે છે? (ગંભીર સ્વરે) 'મિ. રણવીરસિંહ, મારી કારકિર્દી તમારી બહાદુરીને લીધે વધારે ઉજ્જ્વલ બની છે. તમે મારું ગૌરવ વધાર્યું છે.'

ભરત : વાહ! ખૂબ માન આપ્યું હો!

રણવીર : ત્યાં હાજર હોત તો તને ખબર પડત. આર્મી, નેવી, એરફોર્સના કમાન્ડર્સ હાજર હતા. ત્રણે લશ્કરી વીંગના સૈનિકોએ, પ્રસંગને શોભે એવા દેખાવો યોજેલા. સરસેનાપતિએ જ્યારે વિક્ટોરિયા ક્રોસ મારી છાતી પર લટકાવ્યો, ત્યારે ઉપરથી પુષ્પવૃષ્ટિ થઈ હતી. (કિરીટને વાંસે ધબ્બો મારી) પણ તમે હતા ક્યાં? મેં ઘણાયે શોધ્યા, પણ મળ્યા જ નહિ!

કિરીટ : પાસે જ હતા.

ભરત : તને દેખાઈ યે ક્યાંથી? આંખો સાતમે આસમાને પહોંચી ગઈ હોય ત્યાં?

રણવીર : સાતમે આસમાને જો સ્વર્ગ હોય તો ત્યાં પહોંચી ગયો હતો, એ વાત સાચી. ભરત, કોઈને ન મળે એવું માન મને મળ્યું.

ભરત : તારા પહેલાં ઘણાયને વિક્ટોરિયા ક્રોસ મળ્યો છે. ફુલાઈ ન જતો.

રણવીર : એની કોણ ના પાડે છે, પણ ગોહિલ કુટુંબમાં તો હું પહેલો. (ભીંત પર લટકતા એના પિતાના ફોટા તરફ જોઈ) આજે બાપુ સ્વર્ગમાં મૂછના આંકડા ચડાવતા

હશે. ઓછા આનંદની વાત છે ? ( અટકી, કિરીટ તરફ વળી ) કિરીટ, એ વખતે મને એક વિચાર આવ્યો.

કિરીટ : વિચાર ! અને તે તને ! શો ?

રણવીર : કે આ વિક્ટોરિયા ક્રોસ આજે તારી છાતી પર લટકતો હોત, જો તેં...

કિરીટ : છટ્ છટ્. મને મળ્યો હોત તો તને ક્યાંથી મળત પછી ? જે થયું છે તે સારું જ થયું છે, રણવીર.

ભરત : કિરીટને પીએચ. ડી.ની માનદ ડિગ્રીશોભે. પ્રાચીન સંસ્કૃતિનો અભ્યાસી ખરો ને.

રણવીર : હા, હા, હા. કિરીટ, તું છે તો કોઈ કોલેજમાં પ્રોફેસર થવાને લાયક.

કિરીટ : હં ! સારું, થઈ પણ જાઉં.

રણવીર : તારામાં રણક્ષેત્રમાં જોઈએ એવું કઠણ હૃદય જ નથી. ખરે વખતે મોળો. જો તેં...

કિરીટ : ( વચ્ચે અટકાવી ) હવે મૂકીશું એ વાત ! તારી રામાયણ આગળ ચલાવ ને.

રણવીર : પછી ! પછી અમે ગયા પાર્ટીમાં. ગ્રેન્ડ પાર્ટી. ન્યૂ દિલ્હીની એકેએક નામાંકિત વ્યક્તિ હાજર. દરેક દેશના રાજદૂતો અને એમની બ્યૂટીફૂલ બૈરીઓ હાજર. છેલ્લા પચીસ વર્ષમાં ન્યૂ દિલ્હીના લોકોએ આવી ભવ્ય પાર્ટી જોઈ નહિ હોય. ગ્રેન્ડ, સીમ્પ્લી ગ્રેન્ડ.

ભરત : બ્યૂટી એન્ડ બીસ્ટ વેર થ્રોન ટુગેધર.

રણવીર : એક એમ્બેસેડરની પત્ની તો મારો રુઆબ જોઈ એવી ખુશ થઈ ગઈ કે મારો હાથ દાબી કહે, 'ઓહ ડાર્લીંગ!'

ભરત : તેં સામો હાથ દબાવેલો કે ?

રણવીર : કોઈ તક ચૂકે ખરો ? કહે ન કહે ભરત, પણ આ સ્ત્રીઓ આપણા તરફ ખેંચાઈ આવે છે. આપણું આકર્ષણ કાંઈ અજબ છે.

કિરીટ : પુરુષથી રક્ષાવાની સ્ત્રીની સ્વાભાવિક ઊર્મિ સૈનિકને જોઈ ને જાગતી હશે.

ભરત : પણ સોએ નવ્વાણુ પ્રસંગોમાં રક્ષાવાને બદલે ભક્ષાઈ જાય છે બાપડી. ખરું છે ને રણવીર ? તને તો અનુભવ છે.

રણવીર : એ તો હોય યાર, એમ જ હોય. ઓલ ઈઝ ફેર ઇન લવ એન્ડ વૉર. બનતું આવ્યું હોય, એમ બને: લડાઈના મોરચે, મળી એ મહારાણી. સેઈલર હેઝ એ વાઈફ ઈન એવરી પોર્ટ. કેમ કિરીટ ?

કિરીટ : આ ઉદ્‌ગારો આર્યસંસ્કારો નહીં, પણ પશ્ચિમના સંસ્કારો ઝીલી ઉછરેલા યોદ્ધાના છે. ટુકડા રોટલા માટે સૈનિકોની હેવાનિયતનો ભોગ થઈ પડેલી સ્ત્રીઓ મેં જોઈ છે. બળાત્કાર કરી, લોહીલુહાણ હાલતમાં રસ્તા વચ્ચે ફેંકી દેવાયેલાં સ્ત્રીશરીરો પણ મેં દીઠાં છે. અને એથી જ, હું તારા આ પશ્ચિમનાં પાશવી સૂત્રો સ્વીકારી શકું તેમ નથી.

રણવીર : તું તો મોટું ભાષણ ઠોકવા બેઠો ! રહેવા દે ભાઈ, નાહક મગજમારી કરવી. તમે કંઈ ડ્રીન્ક બ્રીન્ક લીધું કે નહિ. કંઈ શરબત બરબત ? અરે મેરૂ, ક્યાં મરી ગયો ? ( મેરૂ આવે છે ) ગોલીના, ખરે ટાણે ક્યાં અલોપ થઈ જાછ ? જા, ત્રણ લેમન સ્કવોશ લઈ આવ્ય. (મેરૂ જાય છે ) પાર્ટીમાં એટલો પીધો છે કે એક પેગ પણ

હાલે ઈમ નથી. શો દિવસ ગયો છે! વન્ડરફૂલ! (રેડિયો નજીક જઈ મૂકે છે) સીમ્પ્લી ગ્રેન્ડ! ('મેરી જાન' રેકર્ડ વાગે છે, એની સાથે ગાતો) મેરી જાન, મેરી જાન, સન્ડે કે મન્ડે.

કિરીટ : તારો શોખ પણ કેવો છે? બીજી કોઈ રેકર્ડ નથી! (રેડિયોની સ્વીચ ફેરવવા લાગે છે. સારું ગીત ન મળતાં બંધ કરે છે.)

રણવીર : અરે મેરૂ? હાળા ગોલીના, ક્યાં ગુડાણો અટાણુ લગણ? (મેરૂ ટ્રેમાં શરબતપ્યાલા લઈ આવે છે) જલદી મર્યને.

ભરત : શુદ્ધ કાઠિયાવાડી.

મેરૂ : (પ્યાલા આપતો) લ્યો બાપા. લ્યો, પિયો મારા અન્નદાતા. (ત્રણે પીવા લાગે છે) હેં બાપુ, એક વાત પૂછું? આ ઈ વિક્ટોરિયા એટલે હું?

રણવીર : (રમૂજમાં) ભારે પ્રશ્ન પૂછ્યો! ગામમાં ઓલી વિક્ટોરિયા ગાડિયું ફરેસેને, ઈ.

મેરૂ : ખમ્મા મારા બાપા, હું ઈમ જ ધારતો'તો. ને આ કરેસ કઈ ભાષાનો શબ્દ સે બાપુ?

રણવીર : તું નથી બોલતો, કાં હું કરેસ?

મેરૂ : હા મારા રાજા, હું ઈમ જ ધારતો'તો. પણ ઈનો અરથ શું?

રણવીર : માણાવદરને ઈસ્ટેસને જવા વિક્ટોરિયા ગાડી કરેસ કે નઈ? એવો અરથ થાય.

મેરૂ : હાં મારા ઈન્દર રાજા. હું ઈમ જ ધારતો'તો. પણ અમર બાપુ કે, ના ઈમ નઈ.

રણવીર : શું કે તારા અમર બાપુ ?

મેરૂ : કઉં ? ઇમ કે, કે ઈસુ ખીરસ્તને કરોસ પર ખોડયા'તા ઈમ બાપુને આજ વકટોરિયા કરોસ પર ખોડયા.

કિરીટ : વાહ ! અમરે પણ ઠીક બુદ્ધિ દોડાવી !

ભરત : એક રીતે તો સાચું જ છે. દરેક સૈનિક ક્રોસ પર ખોડાતો હોય છે. એને ખોડનાર ખીલા આપણા સત્તાધીશો.

કિરીટ : ઈસુનું ખૂન વહ્યું હતું માનવોની મુક્તિ માટે. આપણું ખૂન તો બીજાને ગુલામ બનાવવા વહે છે ભરત, એટલે તારી ઉપમા બરાબર નથી. આ ખીલા તો ખૂન વહેતા હાથે પણ ઉખાડીને ફેંકી દેવા પડશે.

મેરૂ : તે હેં બાપુ, તમે ખોડાયા ?

[ કિરીટ, ભરત હસી પડે છે. ]

રણવીર : ( ચીડાઈ ને ) હાળા ગોલીના, મેલીશ ટકટકારો ? હમજે કરે નઈ ને ખાલી લસણાઝીક. ટળ અહીંથી.

મેરૂ : ભલે બાપા, હું ઈમ જ ધારતો'તો. આ જાઉં.

[ જાય છે. ]

રણવીર : ગોલીનો સાવ બુડથલ. ( ફરી રેડિયો મૂકી ) ભસને હાળા કૂતરીના.

ભરત : ( હસતો ) તારા હીઝ માસ્ટર્સ વોઈસ રેડિયો માટે આ ગાળ બરાબર છે.

[ રેડિયો વાગે છે. 'ગોરે ગોરે, બાંકે છોરે, રોજ મેરી ગલી આયા કરો.' ]

કિરીટ : ( રેડિયો ફરી બંધ કરી ) તારો વિકટોરિયા ક્રોસ તો જોવા દે.

રણવીર : ( ઊભો થઈ છાતી કાઢી ) લે જો. છે ને ગ્રેન્ડ. ( ભરત,

કિરીટ જોતા હોય છે) તારી છાતીએ લટકતો હોત કિરીટ.

કિરીટ : વળી પાછું એનું એ ? જે વાતનો મને અફસોસ નથી, તેને માટે તું શાનો જીવ બાળે છે ?

રણવીર : દોસ્ત તરીકે જીવ તો બળે જ ને ? પ...ણ મને એ જ સમજાતું નથી કે....

કિરીટ : તને સમજાવાનું જ નથી. નાહક પ્રયત્ન શા માટે કરે છે ?

ભરત : પણ છે શું ? મને વાત સમજાવશો કે જિજ્ઞાસા ઉશ્કેર્યા કરશો ?

રણવીર : તને ખબર નથી, ભરત ?

ભરત : ના.

રણવીર : મને હતું કે કિરીટે તને વાત કરી હશે.

કિરીટ : એમાં વાત કરવા જેવું શું હતું ?

[ આલ્મારી નજીક જઈ એક નાનું રમકડાનું પેગોડા હાથમાં લઈ જોઈ રહે છે ]

રણવીર : હા. વાત કરવા જેવું તો ન જ કહેવાય. રણમોરચે બતાવેલી કાયરતા...(કિરીટ ઝડપથી એના સામે વળે છે તેથી અચકાઈ) પણ તું એમ વર્ત્યો શા માટે ?

ભરત : કાયરતા ! ને તે પણ કિરીટે બતાવી ? શી વાત કરે છે ! ઢીંચીને આવ્યો લાગે છે !

રણવીર : પૂછી જો એને. મેં જો ખોટો રિપોર્ટ કર્યો ન હોત તો એની લશ્કરી કારકિર્દી પૂરી થઈ ગઈ હોત.

ભરત : (ગંભીર બની) સાચી વાત, કિરીટ ?

કિરીટ : હા. લશ્કરી શિસ્તની દૃષ્ટિએ સાવ સાચી વાત. જો કે સાચો રિપોર્ટ થયો હોત ને કારકિર્દી પૂરી થઈ હોત તો એથી મને દુ:ખ ન થાત !

રણવીર : દુ:ખ ન થાત ? કેવી વાત કરે છે ! આર્મીમાંથી અપમાન સાથે ઘેર બેસવું પડે એ ઓછું નામોશીભરેલું છે ! આખા કુટુંબને નીચું જોવું પડત. કેમ ભરત ?

ભરત : નીચું તો જોવું પડે, જો ખરેખર એવું કંઈ હોય તો. પણ કિરીટને હાથે એવું કંઈ થાય, એ માનવાને હું તૈયાર નથી.

કિરીટ : થાય પણ ખરું. માણસ તરીકે શું મને ભૂલ કરવાનો પણ અધિકાર નથી ? ક્યારેક નબળાઈનું પ્રદર્શન થઈ પણ જાય. જો કે હું આ પ્રસંગને, રણવીર માને છે તેવી કાયર મનોવૃત્તિનો સૂચક માનતો નથી.

ભરત : મારું પણ એમ જ માનવું છે. તેં જે કંઈ કર્યું હશે, તેમાં જરૂર કોઈ કારણ હોવું જોઈએ. તું કાયર છે એમ તો તારો દુશ્મન પણ ન કહી શકે.

રણવીર : બર્માને મોરચે તું હોત તો તને ખબર પડત.

ભરત : શું કર્યું હતું એણે ? કહે ને ?

રણવીર : તું કહે, કિરીટ.

કિરીટ : ના; તું જ કહે. મને કહેવા જેવું લાગશે, ત્યાં થોડુંક કહીશ.

રણવીર : અમે બન્ને, બર્માને મોરચે, અમારી ટુકડીઓ સાથે ધૂસતા હતા. માર્ગમાં જે કંઈ આવે તેને સાફ કરી નાખવાનો અમને ઓર્ડર હતો. જાપાનીઓ ઘરો તથા ઝૂંપડાંઓમાં ભરાઈ જતા અને આક્રમણ કરતા, એટલે

અમે અમારા રસ્તે જે કંઈ આવતું તે જલાવી દેતા અને આગળ વધતા. ત્યાં....

કિરીટ : માર્ગમાં આવ્યું એક પેગોડા.

રણવીર : હા, પેગોડા આવ્યું. અંદર દુશ્મનો સંતાયેલા.

કિરીટ : ના, એમાં આવી ભરાયેલાં આસપાસનાં ગામડાંઓનાં સ્ત્રી, બાળકો, વૃદ્ધો. ભયથી થરથરતા નિરપરાધી બર્મીઝ લોકો.

રણવીર : તે હશે. જાપાનીઓ પણ હશે અંદર.

કિરીટ : હશે, પણ ઘણી જૂજ સંખ્યામાં. જીવતા પણ પકડી શકાત.

રણવીર : લડાઈમાં એ બધું જોવા બેસાય છે ?

કિરીટ : કેવું સુંદર પેગોડા ! ( નાનું પેગોડા બતાવતો ) આવું. આ નાની કૃતિનું વિશાળ રૂપ જાણે. એના સ્તંભો પર કેવી બારીક નકસી હતી ! કેવી સપ્રમાણ દેવમૂર્તિઓ હતી ! કેટલા કારીગરોએ એમના જીવનનાં સુંદર વર્ષો એ ઘડવામાં ગાળ્યાં હશે ? બુદ્ધકાલીન યુગનું ગૌરવ ચિહ્ન હતું એ પેગોડા.

ભરત : એટલે તારો પ્રાચીન સંસ્કૃતિનો પ્રશંસક આત્મા જાગી ઊઠ્યો !

કિરીટ : હા, ને પેગોડાનો નાશ કર્યા વિના બાજુએ વળી ગયો.

ભરત : સમજી શકાય છે.

રણવીર : શું સમજી શકાય છે ! ધૂળ ! એ તો યુદ્ધ લડવા નીકળ્યો હતો, કે પ્રશંસા કરવા ? મારે હુકમ આપવો પડ્યો એનો નાશ કરવા માટે.

કિરીટ : હજીયે મારા કાનમાં એ બોમ્બવર્ષામાં જીવતા શેકાતા નિર્દોષ માનવીઓની ચીસો સંભળાય છે.

રણવીર : ચીસો સંભળાય છે! હા, હા હા! તું આટલો બીકણ હોઈશ એની ખબર નહિ. રાતે ઊંઘમાંથી ઝબકીને જાગી ઊઠતો હોઈશ! હા હા હા.

કિરીટ : ભરત, લોકો બિચારા ભગવાન રક્ષણ કરશે એ આશાએ મંદિરમાં આવ્યા, પણ એમને, એમના રક્ષણહાર સાથે, જલાવી મૂકવામાં આવ્યા.

રણવીર : કેવી વાતો કરે છે! તો પછી આર્મીમાં જોડાયો હતો શા માટે? ઘરને ખૂણે બેસી ડોશિયુંની જેમ આંસુડાં પાડવાં હતાં. અહીં તો ઓર્ડર ઈઝ ઓર્ડર. પછી એ ગમે તેવો હોય. તાબે થવું જ જોઈએ. કેમ ભરત?

ભરત : લશ્કરી દૃષ્ટિએ વિચાર કરીએ તો તું સાચો, રણવીર.

રણવીર : ડુ ઓર ડાય, ડ્યુટી ઈઝ ડીટી. કરેંગે યા મરેંગે.

ભરત : પણ કિરીટે મને જરા વિચાર કરતો કરી મૂક્યો છે, રણવીર. શું એક સૈનિકે આંધળા બનીને આજ્ઞાનો જ અમલ કરવો? પોતાની વિચારશક્તિનો ઉપયોગ જ ન કરવો?

કિરીટ : એમ કરાવવું હોય તો યંત્રમાનવ રોબોટનો ઉપયોગ કરે. વિચાર કરવાની શક્તિ ધરાવતા માનવીઓનો નહિ.

ભરત : એમ જ થશે વહેલામોડે. સૈનિકો વિચાર કરતા થશે. તો સત્તાકાંક્ષીઓને રોબોટનો જ ઉપયોગ કરવો પડશે.

રણવીર : તમે બે કેવી વિચિત્ર વાતો કરો છો?

કિરીટ : મારી વાત તને વિચિત્ર જ લાગશે, રણવીર. જ્યારે હું એ પેગોડાની સામે મશીનગન ગોઠવી ગોળીઓ

વરસાવવા તત્પર થયો, ત્યારે મારી આંખો સામે એક અદ્‌ભુત દૃશ્ય છવાયું હતું. જાણે ભગવાન બુદ્ધ હાથ લંબાવી મના કરતા ન હોય! મારો હાથ અટકી ગયો. એમની છાતીમાં ગોળી મારવાની મારી હિંમત ન ચાલી.

રણવીર : નોનસેન્સ. રણમોરચે વળી બુદ્ધ ક્યાંથી આવ્યો? મારી સામે આવ્યો હોત તો હું એનીયે છાતી વીંધી નાખત. ઓર્ડર ઈઝ ઓર્ડર.

ભરત : તેં એમની છાતી વીંધી જ નાખી છે, રણવીર.

કિરીટ : મારાથી એમ ન થઈ શક્યું. ધર્મના, કલાના અને નિર્દોષ માનવાત્માઓના આશ્રયસ્થાન સમા પેગોડાને — કહો કે બુદ્ધના હૃદયને — હું વીંધી ન શક્યો. આને કાયરતા કહેવી હોય તો ભલે કહો. મારી ના નથી.

રણવીર : આપણે આમાંનું કંઈ ન સમજીએ. અહીં તો હુકમ એ હુકમ. (લલકારતો)

There's not to question why,
There's but to do and die,
Rode the six hundred.

(આસપાસ સિગારેટ શોધતાં) અરે મેરૂ, ગોલીના, ક્યાં મરી ગયો? મારી સિગારેટની પેટી ક્યાં ગઈ?

મેરૂ : (દોરતો આવી) આડે હાથે ક્યાંક મેલાઈ ગઈ હશે. અબઘડી ગોતી દઉં. (ફાંફાં મારતો) ક્યાં મરી ગઈ મારી હાળી. હાથ જ નથી આવતી.

રણવીર : ગોતી કાઢય, ગોતી કાઢય.

મેરૂ : વંતરીની ક્યાં સંતાઈને બેઠીસે કંઈની ખબર્યું પડે તંઈ ના.

રણવીર : હશે આડીઅવળી. આંખ્યું ફાડીને જો જરા.

મેરૂ : (આંખો ફાડી) ક્યાંય કેતાં ક્યાંય ન મળે!

કિરીટ : જો પેલા ટેબલ પર, મેરૂ.

મેરૂ : આ જોઉં. લ્યો. આ રઈ. હું ઈમ જ ધારતો'તો, બીજે જાય ક્યાં? (આપીને) બીજો કંઈ હુકમ પરથવીપતિ?

રણવીર : (સિગારેટ સળગાવી) અમર શું કરે છે?

મેરૂ : રમે સે, જગના આધાર. પાંજરું સાફ કરવા મંડ્યા સે.

રણવીર : શાનું પાંજરું?

મેરૂ : પંખીનું. નવાં નવાં પંખી આવ્યાં સે. પોપટ, કાકાકૌઆ, કબૂતર, ચકલો, તેતર. કિરીટ બાપુએ ભેટ મોકલાવ્યાં સે.

રણવીર : (હસતો) કિરીટ બાપુ ઈ જ ભેટ મોકલશે. તલવાર, બંદૂક નહિ મોકલે.

અમર : (પ્રવેશ કરી) કિરીટકાકા, ઓ કિરીટકાકા.

કિરીટ : શું છે અમર?

અમર : ચાલો મારી સાથે.

કિરીટ : કેમ?

અમર : પાંજરું સાફ કરવું છે. અંદર પંખી મૂકવાં છે. ચાલો જલદી.

કિરીટ : આ આવ્યો.

રણવીર : હા, હા, હા, જા, જા, તું ઈ જ કામને લાયક છું. હા, હા, હા.

[કિરીટ હસતો હસતો અમરને લઈને જાય છે. મેરૂ પણ સાથે છે. ભરત કિરીટે ટેબલ પર મૂકેલા પેગોડા તરફ જોઈ રહ્યો છે.]

રણવીર : (ધુમાડા કાઢતો) બાયલો, કાયર.

ભરત : (ઊંચુ જોઈને) શું બોલ્યો ?

રણવીર : માણસો પોતાની કાયરતાને કેવાં જુદાં જુદાં બહાનાં તળે છુપાવે છે ! બીકણ, નામર્દ !

ભરત : તું આ વિશેષણો કિરીટ માટે વાપરે છે ?

રણવીર : બીજા કોના માટે ? તારી જેમ હું કાંઈ, એની મોટી મોટી વાતોથી અંજાઈ જાઉં એમ નથી. પેગોડા પર હલ્લો ન કરવાનું કારણ જાણે છે ? ભાઈને હતી બીક કે અંદરથી દુશ્મનો સામો મારો ચલાવશે તો સાફ થઈ જઈશું. ડરનો માર્યો પીઠ બતાવીને ભાગ્યો હતો.

ભરત : કિરીટ પીઠ બતાવે એ વાત માનવા હું તૈયાર નથી. એની નીડરતા, બહાદુરીનો હું સાક્ષી છું. બર્માના મોરચે, ટોન્જેના જાપાની ધાડાએ આપ નામદારની ટુકડીને ઘેરી લીધી હતી, ત્યારે કિરીટે એના માણસો સાથે જે ભયંકર પ્રતિઆક્રમણ કર્યું હતું એ ભૂલી ગયો ? એ તૂટી પડ્યો ન હોત તો આજે તું જાપાનની યુદ્ધકેદીઓની છાવણીમાં સબડતો હોત.

રણવીર : તું કિરીટ તરફ પક્ષપાતી છે. જ્યારે ત્યારે મારી જ નબળાઈ શોધતો ફરે છે.

ભરત : શોધવી પડતી જ નથી. તરત જણાઈ જ આવે. લડવાને બદલે માંદો પડી જઈ દાક્તરી સારવારના બહાના તળે, કેટલો વખત દવાખાનામાં પડ્યો રહેતો હતો ? ખોટી હાજરી પુરાવીને, રંગૂન માંડલેની ગલીઓમાં ખૂબસૂરત નાઝનીનોની તલાશમાં કોણ ભટકતું હતું ? તારી બહાદુરીની વાતો તો આર્મી હોસ્પીટલની નર્સો અને બર્મીઝ સુંદરીઓને પૂછવી જોઈએ.

રણુવીર : (ગુસ્સે થઈ) મારું અપમાન કરે છે?

ભરત : ના, યોગ્ય માન આપું છું.

રણુવીર : આ રીતે?

ભરત : કહે તો ફૂલહાર, તોરા, ગજરા મંગાવું.

રણુવીર : (ઢીલો પડી) હું ક્યાં એમ કહું છું? મારું કહેવું એમ છે કે, કિરીટે એને મળેલા હુકમ પ્રમાણે વર્તવું જોઈતું હતું. ન વર્ત્યો, એ લશ્કરી શિસ્તનો ભંગ ન કહેવાય? તું જ કહે.

ભરત : કહેવાય. અને એ માટે કોર્ટ માર્શલ કરી સજા પણ થવી જોઈએ.

રણુવીર : બસ, મારું પણ એ જ કહેવું છે.

ભરત : છતાં એક વસ્તુ ભૂલી ન જા. કિરીટનું વર્તન સૈનિક-જીવનનો એક પ્રશ્ન ઊભો કરે છે. સૈનિકે એની વિચાર કરવાની શક્તિને બીજાના હાથમાં મૂકી દઈ, ઘેટાની જેમ વર્તવું? બુદ્ધિમાં ન ઊતરે એવી આજ્ઞા પણ, આંધળી શ્રદ્ધાથી અમલમાં મૂકવી? સૈનિકે વિચાર-પ્રધાન માણસની જેમ વર્તવું કે એક મહાન યંત્રના એકાદ ચાવી દીધેલા પૈડાની જેમ? પોતે શા માટે લડે છે, કોની સાથે લડે છે એ કશું જ એણે વિચારવું નહિ?

રણુવીર : ના, ના, ના, ઑર્ડર ઇઝ ઑર્ડર.

ભરત : તું અને કિરીટ બન્ને જુદી જુદી ભૂમિકાએ ઊભા રહેલા સૈનિકો છો.

રણુવીર : અને તું?

ભરત : અત્યારે તો તમારી બન્નેની વચ્ચે ઝોલા ખાતા હીંચકા

જોવો છું. કિરીટની વાતે મને જરા વિચારમાં નાખી દીધો છે.

રણવીર : ધૂળ વિચારમાં નાખી દીધો છે ? એમાં છે શું વિચાર કરવા જેવું ? બાયલાની જેમ વર્ત્યો એ દીવા જેવી વાત છે.

ભરત : નહિ રણવીર, કિરીટનું વર્તન એની કેળવણી સાથે સુસંગત છે. હિંદની પ્રાચીન સંસ્કૃતિનો વિષય લઈ તે ઉપર મહાનિબંધ લખી એ પીએચ. ડી. થયો. કુટુંબમાં પહેલેથી જ લશ્કરમાં જોડાવાની પ્રથા, એટલે એ લશ્કરમાં દાખલ થયો. પણ એથી કાંઈ એનો સંસ્કારી આત્મા, પ્રાચીન સંસ્કૃતિના ચિહ્નનો વિનાશ કરતાં અચકાયા વિના રહે ? નહિ જ.

રણવીર : શુદ્ધ રજપૂત બીજ હોત તો ન અચકાત. લશ્કરી શિસ્તનું પાલન કર્યું જ હોત.

ભરત : એટલે ? તું કહેવા શું માગે છે ?

રણવીર : કિરીટની નસોમાં બ્રાહ્મણનું લોહી છે, રજપૂતનું નહિ.

[ભરતનો હાથ ટેબલ પર પડેલી તલવાર પર જાય છે, પણ હાથ પાછો ખેંચી લે છે.]

ભરત : (શાન્ત થવા મથતો) તેં આ મહાન શોધ કરી ક્યારે ?

રણવીર : બધા જાણે છે. ન માનતો હો તો પૂછી જો.

ભરત : મારે કોઈને પૂછવું નથી.

રણવીર : ના, ના, પૂછી તો જો મેરૂને.

ભરત : તારા એ કૂતરાની જીભે લાળ સિવાય બીજું શું ટપકવાનું હતું ?

રણવીર : તું માનવાનો જ નથી. મને ખાતરી છે. કિરીટ માટે તને પક્ષપાત છે.

ભરત : હું એક વાત માનું છું.

રણવીર : શું ?

ભરત : કે આવા આક્ષેપો કરનારાઓની તપાસ કરવામાં આવે તો મોટે ભાગે એમણે કરેલા આક્ષેપો, એમને પોતાને જ લાગુ પડતા હોય છે.

રણવીર : એટલે ?

ભરત : હું જે કહેવા માગું છું તે સ્પષ્ટ છે.

રણવીર : તું મારા કુળને હલકું કહે છે ?

ભરત : તેં કિરીટ પર કરેલો આક્ષેપ જ તારા હલકા જાતિ-કુળને પ્રકટ કરે છે.

રણવીર : (ક્રોધથી) તું....મને....

ભરત : નકામો ગુસ્સે ન થા.

રણવીર : મરવાનો થયો છે ?

ભરત : મારી તો જો.

રણવીર : એમ ? જોવું છે ?

[તલવાર ખેંચે છે, પણ ભરત સખ્ત રીતે એનું કાંડું પકડી રાખે છે. તે દરમિયાન કિરીટ પ્રવેશે છે. એના ખભે એક ધોળું કબૂતર બેઠું છે.]

કિરીટ : (આશ્ચર્યથી) અરે આ શું માંડ્યું છે, રણવીર ? બીજી વાર વિક્ટોરિયા ક્રોસ મેળવવાની ઈચ્છા થઈ છે કે શું ? (વચ્ચે આવી) ચાલો, મૂકી દો તલવાર. મૂકો છો કે નહિ ? (બન્નેનાં કાંડાં પકડી) મારા કાંડાની

તાકાત માપવાનો વિચાર હોય તો કહેજો. (હાથ દબાવે છે. બન્ને 'ઓ'........કરી ઊઠે છે. તલવાર ખડીંગ કરતી નીચે પડી જાય છે.) તમે કેમ ઝગડી પડ્યા, એ હું સમજી શકું છું. (ભરતને) રણવીરના કહેવાથી હું કાયર નહોતો બની જવાનો, ભરત ! એમાં ગુસ્સે શા માટે થઈ ગયો ? (રણવીરને) ને રણવીર, હું કાયર છું એમ સાબિત કરવા બળની શી જરૂર હતી ? વિચાર કરવા થોભે છે એને મૂરખાઓ હમેશ કાયર કહે છે. પણ એટલું ધ્યાન રાખજે કે જ્યારે એ વિચાર કરતો થંભશે, ત્યારે એનામાં અને પશુમાં કોઈ ફરક નહિ રહે. માણસ વિચાર કરવા અટકે છે, એમાં જ માનવ-જાતિ માટે આશા છે. (નીચો વળી તલવાર ઉઠાવી) પકડી રાખો બન્ને, જગતના યોદ્ધાઓ! તમારી લોહિ-યાળ તલવાર પર આ શાંતિના પંખીને જરા જંપીને બેસવા દો.

[ તલવાર પર કબૂતરને બેસાડે છે. ]

અમર : (પ્રવેશ કરી) કિરીટકાકા, મારું કબૂતર ?

કિરીટ : આ રહ્યું. જો !

અમર : ઓહો કેવું શાન્તિથી બેઠું છે ?

કિરીટ : એ એમ બેઠું રહે, એમાં જ તમારી પેઢીની સલામતી છે, અમર !

[ પડદો ]

# અકળ લીલા

[ પહલો હજામ બેઠો બેઠો સલાડી પર ગસ્રો સજતો દેખાય છે. પાસે એનો ભત્રીજો મગનો મોઢું ચઢાવી, લમણે હાથ દઈ બેઠો છે. નજીકમાં એનો દીકરો ભાણો કાકા-ભત્રીજાની વાત એકચિત્તે સાંભળે છે. ત્યાં જીતુ પ્રવેશે છે.]

પહલો : એ આવો જીતુભાઈ, આવો.

મગનો : આવો, કાકાને દો સાચી સલાહ. કારભારીના દીકરા છો તે.

જીતુ: : કેમ એલા મગના, દાઢમાં બોલે છે?

મગનો : મોટી સતવાદીની પૂંછડી છે પહલોકાકો.

પહલો : છે, છે ને છે.

જીતુ : પણ વાત શું છે પહલા? કાકોભત્રીજો કેમ ચડભડો છો?

પહેલો : જીતુભાઈ, જાણો છો ને ધરમીને ઘેર ધાડ, ને કરમીને ઘેર કુશળ એવું ઘણુંયે સાંભળ્યું. તોય આ પહલે ધરમ છોડ્યો નથી. સાચનો જગન માંડ્યો છે.

ભાણો : તે ઈમાં હોમાવું છે ?

જીતુ : હોમાવુંયે પડે. સાચનો જગન સહેલો નથી.

પહલો : હાં ખરું બોલ્યા જીતુભાઈ.

મગનો : ને ઘેર ધૂળો ધૂળ ફાકે છે. ભાણો ભટકી ખાય છે. બે દીકરીયું કુંવારકા મટી કાળકા થઈ છે. છોકરાંને ઠેકાણે પાડવાને બદલે કાકે જગન માંડ્યો છે.

પહલો : મગના, જગનમાં હુંયે બફાણો છું, ઈ વાત કાનપટ્ટી પકડીને કબૂલ. પણ આદર્યાં અધૂરાં મૂકાતાં હશે ?

ભાણો : નો મુકાય. નઈ તો અમારે પૂરાં કરવાં પડે, બાપા.

પહલો : મનેયે લાગે તો છે, કે આ જનમનો ધક્કો નકામો ખાધો.

મગનો : સચ્ચાઈના ધરમ ધક્કે ચડ્યા, તે દીના નવ્વાણુંનો ધક્કો ખાવ છો.

પહલો : ખાવો પડે, કાં જીતુભાઈ ?

જીતુ : ધરમ સચવાય છે ને ? થોડું સહેવુંયે પડે.

પહલો : મગના, સાંભળ મારી વાત. આ હળાહળ કળજુગમાં સાવ સાચું બોલીને મારે પેલા રામને પાછો પાડી દેવો છે.

મગનો : ઠીક !

પહલો : હરિસચંદરને હાર ખવરાવવી છે.

મગનો : વાહ રે વાહ !

પહલો : ને ધરમ રાજાને ધૂળ ચાટતા કરવા છે.

મગનો : ઈમની વાદે ચડવું રે'વા દો ભલા થઈને. ઈ ત્રણે સાચુંકલા થયા, તે ઈમની બાયડિયુંને માથે પસ્તાળ પડી. એકને વનમાં જાવું પડ્યું, બીજી ભરી બજારે વેચાણી, ને ત્રીજી સભામાં લૂંટાણી.

પહેલો : સાચું બોલનારને સહન કરવું પડે.

જીતુ : હારતો. સહન કર્યું તો આજે આબરૂ રહી છે.

મગનો : બાયડિયુંના ભોગે ભાયડાઓને આબરૂ વધારવી છે. એમને ઓછું વનમાં જાવું છે કે વેચાવું છે?

પહેલો : હા ભાઈ, હા. તું કહે ઈ ખરું. તારી હારે જીભાજોડી કરવી નથી મારે.

મગનો : હું તો ભલા માટે કહું છું. જરા ઘર સામું જુવો. જિંદગીની વૈતરણી તરવાની છે. પછી ભેંસનું પૂંછડું ઝાલી તરો છો કે ગાયનું, ઈ રામાયણ શીદ કરો છો?

પહેલો : તને આ બધું કળિયુગ બોલાવે છે.

મગનો : આ કંઈ કળિયુગ નથી. આ તો કળ–યુગ છે. કળ જાણે ઈના પાસા પોબાર. સાંભળો.

હે કાગ ગયો કુંજા કને, કીધી ખટપટ સાર,
કંકર નાખી જળ પીધું, એના પાસા પડ્યા પોબાર.

પહેલો : જાણું છું ભઈ, જાણું છું. માયલો બધુંય સમજે છે.

મગનો : તો સમજીને રમત રમો. તમારા પાસાયે પોબાર. આ જગતમાં બધે ખટપટના જગન મંડાણા છે. કાકા, ઈમાં તમેય જવ તલ હોમો. સાંભળ્યું છે પેલું ખરા ભગતનુ ખોટું ભજન? સાંભળો.

હે ખટપટના જગન મંડાણા, મારા ભાઈલા,
ખટપટના જગન મંડાણ

એમાં કેં સાચના ચેલૈયા ખંડાણા, મારા ભાઈલા,
ખટપટના જગન મંડાણા.

કળિયુગમાં કાનજીએ ખટપટ ખેલી,
કર્યાં કૌરવનાં કાળજાં કાણાં,

પાંડવને રાજ મળ્યું એને પરતાપે,
નહિ તો કરમે રહેત પાણા.
હેજી ખટપટના જગન મંડાણા.

ખટપટમાં શૂર ભલે ખોબડા ને ખોતડા,
કાણિયા હો તોય તમે શાણા.

વગડા વીંધીને વેલડિયું આવશે,
તમારા ગવાશે ગાણાં,
હેજી બીજા રહેશે રંડાણા.

જીતુ : વાહ ભાઈ વાહ ! ભારે ભજનિયું ગાયું !

સાણો : મગનો ભાઈ હુશિયાર ખરા.

મગનો : લ્યો હવે હું ઊપડું ઘેર. શિયાળાની રાત ટૂંકી. હમણાં અંધારું થાશે.

પહલો : એ આવજે મગના.

[ મગનો જાય છે. ]

જીતુ : પહલા, આ મગનાની દલીલ સાવ સાચી.

પહલો : જીતુભાઈ, આ દેશમાં એક વાતનું મોટું દખ છે.

જીતુ : કઈ વાતનું ?

પહલો : માળું કોઈ આમ બોલે, તો ઈ સાચું લાગે. ને તીમ બોલે, તો ઈ સાચું લાગે. જે બોલે ઈનું સાચું ! ખોટાની તો ખબરે ન પડે.

જીતુ : આપણું લોક જ્ઞાની ઘણું. પણ આ મગનો તને ખટપટના જગનમાં જોડાવાનું કેમ કહેતો હતો? લાભે લોભે? કે પછી......

પહલો : સવારથ વિના તતવજ્ઞાનનું ઝરણ ફૂટતું નથી જીતુભાઈ. (હસીને) ભઈને લગન કરવું છે, તે કાકાને કહેવા આવ્યો'તો, કે હવે કંઈ કરો ખટપટ.

જીતુ : તો મંડાવી આપને?

પહલો : પણ પેલો રૂડો રાત માને તઈં ને. ઘસીને ના પાડે છે, કે મારે દીકરી દેવી નથી.

જીતુ : તો બીજી.

પહલો : પણ બીજી મગનાને જોઈએ નહિ. મનમાં વસી ઈ મહારાણી.

જીતુ : કોકડું ગૂંચવાયું છે ખરેખરું.

પહલો : હા, મગનો કહે છે, કે કાકા, તમે કેસરીસંગ બાપુનું દાઢું મૂંડવા રોજ જાવ છો. એમને કાને વાત નાખો. બાપુ રૂડા રાતને બોલાવી ધમધમાવે, તો ચપટી વગાડતાં ગાડી પાટે ચડી જાય.

ભાણો : ખટપટ.

જીતુ : ખટપટ કે ખટખટ ?

ભાણો : ખટખટ નહિ ખટપટ. મગનોભઈ કે છે, ખટપટ કરીએ તો પાસા પોબાર પડે.

જીતુ : એ આ ખટખટ નહિ મૂરખા. એ કરવા માટે લાકડી નહિ, પણ મગજ જોઈએ.

ભાણો : હેં મગજ! મગજ તો કંદોઈની દુકાને મળે. લઈ આવું ?

જીતુ : એ ખાવાનો મગજ નહીં, પણ માથામાં નાનું એવું મગજ હોય છે એ.

ભાણો : ( માથું પકડી ) મારા માથામાં છે ? હાથમાં તો આવતું નથી. ઈ મગજની પાસે મારે ખટપટ કરાવવી છે જીતુભાઈ.

જીતુ : ખટપટ બે જાતની થાય છે, સારી ને ખોટી. તારે બેમાંથી કેવી ખટપટ કરવી છે ?

ભાણો : એટલે શું ? સમજાણું નઈ જીતુભાઈ.

જીતુ : જેનું પરિણામ સારું આવે તે સારી, ને ખરાબ આવે તે ખોટી.

ભાણો : આપણે તો સૌનું સારું થાય એવું કરવું છે જીતુભાઈ, ખરાબ કર્યે કોનું સારું થયું છે ?

જીતુ : કોઈનું નહિ.

ભાણો : મગનાભાઈ નેં રૂડા રાતની દીકરી રાધાની હારે પરણવું છે. ને રૂડો રાત ના પાડે છે. એવી ખટપટ કરો, કે લાકડે માંકડું વળગી જાય.

જીતુ : વળગે તો કંઈ ખોટું નહિ. મગનો લાકડા જેવો છે, ને પેલી માંકડું જોઈ લ્યો. જોડી સારી થાય.

ભાણો : તમે કંઈ સુઝાડો ને ?

જીતુ : વિચાર કરી જોઉં.

ભાણો : ભેગા બાપાનેય સલવાડો, તો રંગ રઈ જાય.

જીતુ : કોને પહલા રાત ને ?

ભાણો : હાસ્તો ઈ યે ભલેને ઘાયે ચડે.

જીતુ : વાહ કુળદીપક વાહ ! અદકપાંહળીનો ઓછો નથી. બાપાનેય સ્વાદ ચખાડવો છે !

ભાણો : ભેગો એમના ડાયરાને લેજો. છો જામે.

જીતુ : (વિચાર કરતો) રહે. હું જરા વિચાર કરી લઉં. કરીશું કઈ રીતે ?

ભાણો : કારભારીના દીકરા છો. કરો વિચાર. ઓલ્યા કરસન મારાજે ઈમના દોસ્તાર સુદામાને અકળ લીલા બતાવી'તી એવી તમેય બતાવો.

જીતુ : જીભ પકડીને થોડીવાર મૂંગો બેસ. મને વિચાર કરવા દે.

[ જીતુ શાન્તિથી ને ભાણો જીભ પકડીને બેઠા છે, ત્યાં રૂડો રાત આવે છે.]

રૂડો : (ગુસ્સામાં) ક્યાં ગયા પહલોરાત ? એક વાર નહિ, હજારવાર મારે મારી દીકરી ઈ મગનાને નથી દેવી. નાકકટ્ટાને શરમ જ નથી. ઘસીને ના પાડી છે, તોય બારણે આંટા માર્યા કરે છે ! એને કહી દો, નહિ તો મારા હાથની અડબોથ ખાશે હા.

જીતુ : પહલોરાત તો બહાર ગયા છે.

રૂડો : કેસરીસંગ બાપુનું દાઢું મૂંડે છે. એટલે મગજમાં રાઈ હશે. પણ ઈ આ રૂડારાત પાસે નઈ ચાલે.

જીતુ : અલ્યા ભાણા, અહીં આવ તો. મગનો તો કહેતો હતો, કે મારે રૂડારાતની રાધા ધરમેય ન જોઈએ ! એ તો....

રૂડો : હેં શું કહેતો'તો ?

જીતુ : કે રાધા તો ડાકણ છે. એને કોણ પરણે !

રૂડો : મારી દીકરીને ડાકણ કહેતો'તો ?

જીતુ : રાતે રૂડા રાતનું લોહી ચૂસે છે. અમસ્તા મડા જેવા નથી થઈ ગયા !

રૂડો : મારી દીકરી ડાકણ !

જીતુ : રાતે ઊભી થઈ રૂડારાતનું લોહી સૂંઘે છે, પછી દાંત બેસારી....

ભાણો : લોહી ચૂસે છે ? સાચી વાત !

રૂડો : આ ઈ મગનિયો કે'તો'તો ! ક્યાં ગયો કાળમુખો ! માર્યા વના ન મેલું.

જીતુ : મેં તો, રૂડારાત, સાંભળ્યું એટલું કીધું. કેમ ભાણા ?

ભાણો : બરાબર છે જીતુભાઈ.

જીતુ : સાચાજૂઠાનું પારખું તો લઈ જુવો. પછી હાથ હળવો કરજો. કેમ ભાણા, બોલ્યો નહિ ?

ભાણો : શું બોલું ? વેવારની વાત છે. સાચજૂઠ જુવો પહેલાં.

રૂડો : આજ ઈ મગનો મરવાનો થયો છે. હાથમાં આવવા દે. હાડકાંપાંસળાં ભાંગી નાખું.

[રૂડો જાય છે.]

જીતુ : હું જામી. જો આનું નામ ખટપટ. હવે તું દોડ રાધા પાસે. ઓળખે છે ને ? એને કહેજે, કે તારો બાપ દારૂડિયો છે.

ભાણો : હેં ! રૂડો રાત તો છાંટોય લેતા નથી !

જીતુ : આનું નામ ખટપટ. કહેવાનું કે ઢીંચે છે. રાતે ઊભી થઈ બાપાનું મોં સૂંઘી જોજે, ગંધાતું હશે ગટર જેવું.

ભાણો : રાતે સૂંઘવા જશે તઈં પોલ પકડાઈ જશે.

જીતુ : નહિ પકડાય. બાપ માનશે કે દીકરી ડાકણ છે. હડપ બેઠો થઈ જશે.

ભાણો : હા એલા, ને દીકરી માનશે કે બાપ દારૂડિયો છે.

જીતુ : ડાકણને ઘરમાંથી વિદાય કરવા બાપ ઉતાવળ કરશે.

ભાણો : ને ઘરમાંથી વદાય થવા દીકરી તૈયાર થશે.

જીતુ : તો મગનારાતનું ઘર મંડાશે. આનું નામ ખટપટ. હવે તું જા ઝટપટ રાધા પાસે.

ભાણો : આ દોડચો સમજો જીતુભાઈ.

[ ભાણો દોડતો જાય છે. મેરૂ ખવાસ પ્રવેશ કરે છે. ]

મેરૂ : અલ્યા પહલા, બાપુ તે ક્યાં લગણ તારી રાહ જોઈને બેસે ? કહુંબો પીને ઢોલિયો ઢાળ્યો છે. પગચંપી વના નિંદરું આવે ક્યાંથી ? એ હાલ્ય ભા, હાલ્ય (જીતુને જોઈ) કોણ જીતુભાઈ ? પહલો રાત ક્યાં સીધાવ્યા સે ?

જીતુ : સરગાપરની સડકે.

મેરૂ : ઈમ કીમ મરમમાં બોલો છો, બાપલા ?

જીતુ : નહિ ત્યારે. મેરૂભા, આજકાલ પહલારાતનો પાવર વધી ગયો છે. મને કહે, બાપુને દમડી દેવી નહિ, ને મફ-તનું દાડું મૂંડાવવું છે, પગચંપી કરાવવી છે. મારી કરે છે જુતારાજ.

મેરૂ : ( આશ્ચર્યથી ) આ તમે શું બોલો છો જીતુભાઈ?

જીતુ : સાચું. પહલાની આંખો ઓડે આવી ગઈ છે.

મેરૂ : ઠી...ક! માંકડને આંખ્યું આવી!

જીતુ : હા, ને કાલ પાંખ્યું આવશે. ફરરરટ ઊડી જાશે આકાશે.

મેરૂ : ઊડે તો ખરો.

જીતુ : બાપુને જઈને કહો, ટાંટિયો ઝાલીને હેઠો ઉતારે.

મેરૂ : ઊતારવો જ પડશે. જઈને કહું એટલી વાર છે. ઓહોહો કાંઈ ફાટી હાલ્યા છે માણા!

[મેરૂ ખવાસ જાય છે, ત્યાં ભાણો આવે છે]

જીતુ : કેમ ભાણા? હીરો ઘોઘે જઈ આવ્યો?

ભાણો : નગારે ડંકો દઈ આવ્યો! જીતુભાઈ! રાધાઓન સમી સાંજમાં પારખું કરી જોવાનાં છે. રૂપે રાત વાળુ કરીને તરત ઢોલિયો ઢાળે છે.

જીતુ : બસ ત્યારે ફતેહ. ભાણા, જો આ સામેથી ગઢવી આવે. પાછળ જ હશે આખો ડાયરો. મૂંગો બેસી રહેજે. થાય એ જોયા કરજે.

ભાણો : ભલે જીતુભાઈ!

[ગઢવી પ્રવેશ કરે છે]

ગઢવી : ભારે કઠણાઈ સે. આ પહલોરાત પગચંપી કરે, ને ગઢવો ગલઢેરાનાં ગુણગાન ગાય, તઈ પરથ્વીપતિ પોઢણુ કરે. રોજ ધરમધક્કો ખાવાનો. એ હાલો પહલારાત, હાલો. વેઠ ઉતારી આવીએ. ઓહોહો કોણ જીતુભાઈ, છે કે? પહલો નથી?

[પૂનમો, વેરાજી, મિયાં અને પારસી પ્રવેશે છે]

પૂનમો : ક્યાં ગયો પહલો? એ હાલ્ય બાપુની ડેલીએ હાય

દઈ આવીએ. કોઠારમાં શું ખૂટે છે, એનીયે મારે ખબર રાખવાની. પઈની પેદાશ નહિ, ને ઘડીની નવરાશ નહિ, કેમ સરફુદ્દીન ?

વોરાજી : ફોગટની ફજેતી છે પૂનમચંદ શેઠ ! જમાનો બદલાઈ ગયો જમાનો. ટેલની ધાની ગઈ ને ડાયરાની મજા બી મરી પરવારી. શું કહોચ તીસમારખાં ?

મિયાં : સચ્ચી બાત. પહેલે જેસી જાહોજલાલી અબ હે કહાં ? નાચ નહિ, મૂજરા નહિ. ખેલ ખતમ હો ગયા. ક્યો પેસ્તનજી ?

પારસી : સાવ સાચું મિયાં સાહેબ ! પહેલાની વાટ ઠાય ! હવે ટો સાપ ગિયા ને ફક્ટ લીસોટા રિયા, શેઠિયા. કેમ પહલો રાટ નઠી જી ? કહાં ગિયા ? ચાલો ભાઈ, ચાલો. વેઠ ઉટારી આવીએ.

જીતુ : ( ગંભીરતાથી ) પહલો રાત ઘેર ક્યાંથી હોય ?

ભાણો : ખબર નથી ? ઈ તો ક્યારનાય ગિયા છે.

જીતુ : બાપુની સંગાથે ગંગાસ્નાન કરવા.

ભાણો : પવિતર થાવા.

જીતુ : હવે કમળપૂજા આડે એક કલાક રહ્યો.

ભાણો : કલાકમાંય અડધો કલાક ઓછો.

ગઢવી : ( આશ્ચર્યથી ) હેં ! શાની કમળપૂજા ?

પૂનમો : ને શાનું ગંગાસ્નાન ?

વોરાજી : પન છે શું મારા શેઠ ?

મિયાં : હા જી ! હે ક્યા ?

પારસી : આ બદ્ધું છે શું જી ?

જીતુ : પહલા રાતે તમને કોઈ ને કંઈ કેતા કૈં કીધું નથી?

ગઢવી : ના ભાઈ!

પૂનમો : મગનું નામે નથી પાડયું!

જીતુ : શાનો કહે? ધન અવસરનો લાભ કોઈ લૂંટી જાયને.. ભઈ, બધા સ્વારથના સગા છે!

ભાણો : પૂરેપૂરા.

ગઢવી : વાતનો ફોડ તો પાડો જીતુભાઈ, છે શું?

જીતુ : જાણો છો, આ પૂરું થાય પછીનું ચોઘડિયું શું છે?

પૂનમો : ના.

ભાણો : કહું? અમરત ચોઘડિયું, ને આદરા નખેતર છે.

જીતુ : હા, અમૃત ચોઘડિયામાં પહલા રાત ને બાપુ કેસરીસંગ કમળપૂજા કરશે.

ગઢવી : હોય નહિ?

જીતુ : કોઈ જાણતલ જોશીએ કહ્યું છે, કે અમરત ચોઘડિયામાં ગંગાસ્નાન કરી કમળપૂજા કરશે, એ સીધો સ્વર્ગલોક-માં જશે.

પૂનમો : પણ ગંગાસ્નાન કરશે કઈ રીતે?

ગઢવી : ગંગા તો ક્યાંય આવી દૂર.

જીતુ : કુંડીમાં કળશિયો ગંગાજળ રેડીને ન્હાઈ લેવાના છે.

પૂનમો : ઈમ! સીધા સ્વર્ગે?

ભાણો : સડસડાટ.

ગઢવી : ડાયરાને જે જે કરવાયે નહિ રોકાય?

પૂનમો : ભારે કરી!

જીતુ : જુવો, બાપુ ઉઘાડી તરવારે આંબ્યું કાઢતા આવે, ને પહલા રાતના માથે ઉગામે, તો માનજો કે વાત સાચી. પહેલા રાતને વધેરશે, પછી પોતાની જાતને.

ભાણો : અમરત ચોઘડિયું ને આદરા નખેતર. સીધા સ્વરગે. હેં જીતુભાઈ, ઈયાં એમને વધાવશે કોણ?

જીતુ : લખમીજી ચાંદલો કરશે, સતભામા ચોખા ચોડશે, રૂકમણીજી ઓવારણાં લેશે.

ગઢવી : ઓહોહોહો! હ્યો બોલો, આવી અમુલખ ઘડીનો લાભ ઈ બે જણા એકલા લેવાના!

પૂનમો : ડાયરાને વાતે કરતા નથી!

વોરાજી : સવારથ ભઈ, સવારથ. આદમીને સવારથ વગર કંઈ સૂઝતું નથી.

મિયાં : સબ અપની મતલબકે દોસ્ત હે.

પારસી : ખરું છેજી. બઢાને વાટ કરવી જોઈએ. સહુને લાભ ટો મિલે.

જીતુ : મને તો હતું કે તમે બધા જાણતા હશો. આ તો ડાયરાને અંધારામાં રાખીને બન્ને સ્વર્ગે જશે.

ગઢવી : બીજું તો ઠીક જીતુભાઈ, પણ અમારો ડાયરો વીંખાઈ જશે.

પૂનમો : રાત પડયે ભેગા થઈ સુખદુ:ખની વાત કરતા હતા, ઈ મઝા જવાની.

ગઢવી : ગમે તેમ પણ કેસરીસંગ બાપુ થાવો નથી. દુલો માણસ. હતું ઇયાં લગણ ખવરાવ્યું. જમીન ગઈ, જાગીર ગઈ,

બધા : ભલે ભલે.

[ બધા પાસેની ગલીમાં જાય છે. ]

જીતુ : ભાણા, જોયું ? આનું નામ ખટપટ. હવે તું એક કામ કર. ( કાનમાં ધીમેથી વાત કરે છે.) હવે ઊપડ જલદી. વખતસર લઈ આવીને ઊભો રહેજે.

ભાણો : એમાં કહેવું નઈ પડે, જીતુભાઈ.

[ જાય છે ]

જીતુ : એ હાલ્યા આવે પહલારાત, હુંયે જરા આઘોપાછો થાઉં.

[ જીતુ જાય છે, પહલો રાત પ્રવેશે છે. ]

પહલો : શિયાળાનો દિવસ બહુ ટૂંકો. છ વાગતાં દીવામાં દિવેટ પડે, ને આઠ વાગતાં ગોદડામાં ભરાઈ જવું પડે. હજી તો બાપુની પગચંપી કરવા જાવું છે. એમને પગચંપી કરાવવાની આદત, ને મને દિવસ આખાની ઉખેળવાની આદત. જીવ એવા મળી ગયા છે. ડાયરો ભરાય નઈ, તે દી લાગે કે જાણે દન ખાલી ગયો. અલકમલકની ઉખેળે. એવા ગઢવી, ને વેવારમાં લાંજ આબરૂ રાખે એવા પૂનમાશેઠ, ટંટા ફિસાદથી ડરીને ચાલે એવો સરફુદીન વોરો, ને ચડઉધનેડુ પણ દિલનો ભોળો મિયાં તીસમારખાં; બોલે બોલે પેટ પકડીને હસાવે એવા પેસ્તનજી પાદશાહ ! આવા ડાયરાનો વિજોગ કેમ વેઠાય? હાલ્ય જીવ, જઈ આવું.

બાપુ : આટલો મિજાજ ! શું સમજે છે એના મનમાં.

પહલો : પણ છે શું બાપલા ? ક્રોધથી ધ્રૂજો છો શાના ?

બાપુ : મેરૂભા, લાવ્ય મારી તરવાર.

જીતુ : ( તરવાર ધરી ) લ્યો અન્નદાતા.

[ તરવાર આપી જીતુ ખસી જાય છે. ]

બાપુ : આવ્ય, ઓરો આવ્ય. મેલું ધા. ધડથી માથું નોખું.

પહલો : પણ કંઈ વાંકગનો ?

બાપુ : ઈ બધું પછી પૂછજે. ઓરો આવ્ય. જોતો નથી મારા ટાંગા ધરૂજે છે ? કહુંબો પીધો છે !

પહલો : આ ઓરો આવ્યો. પણ મારશો કરશો નઈ. તમારી ગાય છું બાપુ.

[ હાથ જોડી માથું નમાવી ઊભો રહે છે. ત્યાં ડાયરો છતો થાય છે ]

ગઢવી : પહેલાં મને પૃથ્વીપતિ, પછી પહલાને.

પૂનમો : મેં શું ગુનો કર્યો છે ? સારું માથું પહેલા.

વોરાજી : ના અન્નદાતા, પહેલો હું.

મિયાં : મેં પહિલા ખુદાવિંદ.

પારસી : આય પેસ્તનજીનું માથું પરથમ લેવો, ને કમલપૂજા કરો.

પહલો : હં એમ વાત છે ? તો આ પહલો પહેલો, બીજા પછી.

ગઢવી : અમરત ચોઘડિયું વીતી ન જાય, બાપુ !

પૂનમો : આદરા નખેતર છે. બહુ સારુ નખેતર.

વોરાજી : સીધા સ્વરગમાં પહોંચી જઈએ.

મિંયાં : દેરી મત કરો ખુદાવિંદ.

પારસી : ઉટાવલ રાખો, ઉટાવલ રાખો.

બાપુ : પણ આ બધું છે શું ?

[ ભાણો ફોજદાર અને પોલીસને લઈ પ્રવેશ કરે છે. ]

ફોજદાર : જાણે જાણતા જ નથી ? પોલીસ, પકડી લો આ બધાને. બાપુની તરવાર કબજે કરો. મુદ્દામાલ હાથ કરી લો. સારું થયું વહેલી ખબર પડી, નહિ તો આ બધા આપઘાત કરી બેસત.

ગઢવી : આપઘાત નહિ ફોજદાર સાહેબ, કમળપૂજા.

ફોજદાર : એ બધું કાયદાની નજરમાં એક જ. તમને આપઘાતની કોશીશ કરવા માટે સજા થશે. આપઘાત કરવો એ ગુન્હો છે, જાણતા નહોતા ?

ગઢવી : એલા પૂનમા, આ તો ભારે સલવાણા.

પૂનમો : કોરટના ધક્કા ખાધાં કરો.

વોરાજી : લોકમાં આબરૂ ગઈ એ વઢારામાં.

મિયાં : બડી ફજેતી હોગી. બીબી જાનેગી તો......

પારસી : ઢરમીને ઘેર ઢાડ, ટે આનું નામ.

પહલો : ફોજદાર સાહેબ, કોઈ વાતે આમાંથી છૂટકો ?

ફોજદાર : આમાં મારાથી કંઈ ન થાય. કાયદેસર થતું હશે એમ થશે. ચાલો હવે બધા પોલીસ ચોકીએ.

[ જીતુ પ્રવેશ કરે છે. ]

જીતુ : અરે પણ આ બધું છે શું ?

ગઢવી : જીતુભાઈ, દોડો દોડો, જરા કારભારી સાહેબને બોલાવી આવો.

પૂનમો : હા, ઈ મુસદ્દી માણસ વિના આમાંથી છૂટકારો નઈ થાય.

પહેલો : સલવાણા છીએ બાપલા.

જીત : ફોજદાર સાહેબ, બન્યું શું એ તો કહો?

: શું હોય? જરા મોડો પહોંચ્યો હોત, તો અહીં છ સાત મડદાં પડ્યાં હોત. સારું થયું કે વખતસર આવી પહોંચ્યો.

જીતુ : (વિસ્મય બતાવીને) મડદાં!

ફોજદાર : હા, આ બધા આપઘાત કરવા ભેગા થયા હતા.

ગઢવી : નહીં, કમળપૂજા.

ફોજદાર : એ બધું એકનું એક.

જીતુ : શાનાથી આપઘાત કરવાના હતા?

ફોજદાર : તરવારથી. જુવો એ રહી.

જીતુ : (પોલીસના હાથમાંથી તરવાર લઈ) આનાથી? (હસી પડી) આ તો લાકડાની છે!

બધા : હેં!

જીતુ : આનાથી આપઘાત કરવાના હતા! હાહાહાહા.

ગઢવી : સાળી લાકડાની થઈ ગઈ!

પૂનમો : ભારે કૌતુક થિયું!

વોરાજી : જાદુ કીદું કે શું?

મિયાં : ઈલમકી લકડી ફિર ગઈ!

પારસી : કારભારીનો પોરિયો. મુસદ્દીનો મુસદ્દી પાક્યો.

પહેલો : મોરના ઈંડાને ચીતરવું ન પડે.

ફોજદાર : અલ્યા લાકડાની તરવારે કમળપૂજા કરવા નીકળ્યા હતા? ( હસે છે ) ભારે કરી તમે તો. છોડી મૂકો બધાયને.

[ રૂડો રાત દોડતો આવે છે. ]

રૂડો : પહલો રાત છે કે? ઓહોહો અહીં તો સાજનમાજન ભેગુ થીયું છે ને શું? ભઈ, મગનારાતનું માગું કબૂલ કહો, તે દી વાજાં વગડાવું.

પહલો : કેમ કંઈ એકાએક રૂડારાત?

રૂડો : કંઈ પૂછશો નઈ પહલારાત. એ તમતમારે સુખેથી આવીને તમારા ભત્રીજાને પરણાવી જાવ. મારી હા છે.

[ જાય છે. ]

પહલો : પણ આ માન્યો કઈ રીતે?

ભાણો : પૂછો જીતુભાઈ ને.

[ મગનો ને આગળ ગોર પ્રવેશે છે. ગોર ચાંદલા કરે છે, ને મગનો ગોળધાણા વહેંચે છે. પડદો પડે છે. ]

# પરીક્ષા પહેલાં

[સાર્વજનિક છાત્રાલયનો વિશાળ ખંડ. વિદ્યાર્થીઓ મહિના પછી આવતી પરીક્ષા માટે તૈયારી કરતા ઊંધું ઘાલી વાંચે છે. કોઈ ખાતી ઉપર ચોપડી રાખી ઊંઘે છે. મિ. ઠક્કર ચોપડી બાજુમાં મૂકી, બગાસું ખાઈ શેઠની પાસે આવે છે.]

ઠક્કર : કેમ શેઠ, કેવુંક વંચાય છે?

શેઠ : કેવું તે વળી ઠીકઠીક. પરીક્ષામાં કરવી પડશે ઝીંકાઝીંક. પરીક્ષકે પાઠ્યપુસ્તકો વાંચ્યાં નહિ હોય, તો તો એને બનાવી જઈશ. હવે તો વખત પણ ક્યાં રહ્યો છે? માર્ચના બીજા અઠવાડિયામાં પરીક્ષા, ને આ ફેબ્રુઆરી તો બેઠો. પ્રિન્સિપાલ સાહેબને કોણ જાણે ક્યાંથી ફોર્મ

આપવાનું મન થયું, ને મારે આ પરીક્ષાની ઉપાધિ ઊભી થઈ. નહિ તો આપણા રામ આ વખતે રિલીફ થિયેટરમાં બેઠા હોત.

પંડ્યા : કાલે કયું પિકચર જોવા જવાનો પ્રોગામ છે?

શેઠ : એકે નહિ. નાટકસિનેમાને હવે દિલગીરી સાથે રામરામ કરવા પડ્યા છે. પણ મિ. પંડ્યા, સાચું કહું? નરગીસ ને નિરૂપારોય, દિલીપકુમાર ને રાજકપૂરના ફોટાવાળાં હેન્ડબીલો હાથમાં આવે છે, ત્યારે મહામહેનતે દબાવી રાખેલું મન ઊછળી રહે છે. અરે લતા મંગેશકરનો દર્દ-ભર્યો સૂર કાને અથડાય છે, કે દિલ ઉપર–તળે થઈ જાય છે. મનને કાબૂમાં રાખતાં બહુ મહેનત પડે છે.

મહેતા : પડે જ ને. પરીક્ષા માટે તું કયાં ઓછો ભોગ આપી રહ્યો છે?

ઠક્કર : પટેલ, તમારું ચિત્ત વાંચવામાં ચોટે છે કે?

પટેલ : ચોટાડ્યા વિના છૂટકો છે? મિ. ઠક્કર, પરીક્ષા કંઈ આપણી સગી થતી નથી. પરીક્ષકો પણ સંખ્યાબંધ છે. એકાદ હોત, ને વળી કન્યારત્નના પિતાશ્રી હોત, તો કંઈક આશા હતી.

મહેતા : ઘરજમાઈ થવાની? નાહી નાખજે. તારા દિદાર જોઈને કોઈ ચાંદલો કરે એમ નથી.

પટેલ : એ જ વાત છે ને. એટલે હવે 'યા નિશા સર્વ ભૂતાનામ તસ્યાં જાગર્તિ સંયમી' એ સૂત્ર અનુસાર, મેં પણ હવે રાતે જાગરણ કરવાનો નિશ્ચય કર્યો છે. એ નિશ્ચયને અમલમાં મૂકવા બજારમાંથી પાંચ શેર ચાહ, બે સ્પિરિટના શીશા, એક ડઝન પીનો, બે કન્ડેન્સ્ડ દૂધના

ડબ્બા, અર્ધો મણ ખાંડ, એક દિવાસળીની પેટીનું પેકેટ ખરીદ કરી લાવ્યો છું. વિદ્યારંભે ગુરુ શ્રેષ્ઠ એમ જાણીને ગયા ગુરુવારથી વાચનનો આરંભ પણ કરેલ છે. જોકે પરિણામ તરફ ગીતાના નિષ્કામ કર્મયોગીની દૃષ્ટિ રાખી છે.

મહેતા : સરસ! કર્મણ્યેવાધિકારસ્તે, મા ફલેષુ કદાચન.

શેઠ : પણ મિત્રો, હું ચાર્લ્સ ડિકન્સ વાંચું છું, ત્યાં યાદ આવે છે, ચાર્લી ચેપ્લીન! મેથ્સ કરવા બેસું છું ત્યાં સ્મરણે ચડે છે મીના કુમારી.

પટેલ : દાળ ખાતાં દિલીપકુમાર ને રોટલી ખાતાં રાજકપૂર!

શેઠ : આમાં મારે વાંચવું કઈ રીતે?

ઠક્કર : હવે એ બધાંને ભૂલી જાઓ મિ. શેઠ. એક વર્ષનો અભ્યાસ બે મહિનામાં પૂરો કરવાનો છે. જરા સમજો.

ત્રિવેદી : (ઊભો થઈ જઈ) શું સમજું? કપાળ મારું! જાણો છો, મારું તો સંગીત સુકાઈ ગયું છે. છેલ્લા એક મહિનાથી નથી તબલા પર તાલ દીધો, કે નથી સિતારના તાર ઝણઝણાવ્યા. રાગના ખયાલને બદલે પરીક્ષાનો ખયાલ આવે છે અને સ્વરસમાધિ ઓસરી જાય છે.

પંડ્યા : સંગીતસમ્રાટ ત્રિવેદીજી, બે મહિનાનો વિયોગ વેઠી લો, નહિતો સંગીતનો સંયોગ સદાકાળ માટે દૂર જશે. કોઈ કારખાનામાં જોડાઈ ગયા હશો. ખરું છે ને શર્માજી?

શર્મા : સાચી વાત મિ. પંડ્યા. આપણા રામ તો ઠીક મંડ્યા છે. ટેબલ પર લેમ્પ, આરામ ખુરશીમાં શરીર, પરીક્ષામાં મન, ને મનમાં નાપાસ થવાની બીક. ડાબા હાથમાં

ચોપડી કે નોટ, અને જમણા હાથમાં પેન કે પેન્સિલ. આંખમાં ઊંઘ ને મોંઢામાં બગાસું, આવી સ્થિતિમાં આ સેવક વાંચી રહ્યા છે.

ઠક્કર : ભાઈ, હું પણ કોઈવાર રાતના બેત્રણ વાગ્યા સુધી વાંચીને સૂઈ જાઉં છું, તો કોઈવાર રાતે બેત્રણ વાગ્યા સુધી ઊંઘીને પછી વાંચવા બેસું છું. કોને કહું ન વાંચું તો?

પટેલ : તું કંઈ એકલો જ નથી વાંચનારો, ઠક્કર! નહિ નહિ તો વીસ પચીસ દીવા આખી રાત બળે છે. દૂરથી જુઓ તો જાણે આકાશગંગા પૃથ્વી પર ઊતરી આવી હોય એવું લાગે છે. ખરું ને મિ. ચોકસી?

ચોકસી : બળી એ તારી આકાશગંગા, પટેલ! એ દીવા નથી, પણ આપણા દિલ સાથે ખેલાતી યુનિવર્સિટીની આતશબાજી છે. જો મારી દશા. ડેસ્ક પર ચાળીસેક સિગરેટનો ઢગલો પડ્યો છે. આજુબાજુ સો દોઢસો પીધેલ સિગરેટનાં ઠૂંઠાં પડ્યાં છે. જેમ છ દિવસ કામ કર્યા પછી, સાતમો દિવસ મોજ માણવા માટે હોય છે, તેમ હું પણ સાત આઠ સિગરેટ પીધા પછી લિજ્જત ખાતર એકાદ ચીરૂટ પણ પી લઉં છું. અરે પરીક્ષાની લ્હાયમાં આ સેવક એટલી બધી સિગરેટ પીએ છે, કે એનાં ખોખાં બાળી છાત્રાલયનો ભંગી એક દિવસની રસોઈ પકાવી શકે.

ઠક્કર : તારું તો ઠીક, પણ આપણા છાત્રાલયના ભીમસેન કહેવાતા જોશી મહાશયની દશા તો જુઓ. બિચારો બે રોટલી ખાતો થઈ ગયો છે.

જોશી : મારી દુર્દશાની તો વાત જ ન પૂછશો. સાધારણ રીતે એકાવન રોટલી, સૂંડલો ભાત, ડોલ એક દાળ, અને

ટોપલી ભરીને શાક ખાઈ રસોઇયાને તોબા પોકરાવનાર હું જોશી, આજે માત્ર એક બે રોટલી ખાઈ ધરાઈ જાઉં છું. અરે, તે પણ પચતી નથી, એટલે એકાંતરે નેપાળાની ગોળી લેવી પડે છે.

શેઠ : હં ! એટલે જ રસોઇયો કહે છે કે જોશીને તો પરીક્ષા જ પહોંચે. આખું વર્ષ પરીક્ષા રહેતી હોય, તો એની પીડા ટળે. હમણાં એને રાહત છે.

ઠક્કર : અરે આ આપણા શુકલજી, હાથ જોડી કોની પ્રાર્થના કરી રહ્યા છે ?

શુકલ : કોની તે પ્રભુની. આ પરીક્ષાનો સાગર તરવાની શક્તિ એની કૃપા વિના મળે એમ ક્યાં છે ?

મહેતા : મને હમણાં હમણાં મનમાં થતું હતું, કે શુકલજી આજકાલ પ્રાર્થનાગૃહમાં નિયમિત હાજરી આપતા કેમ થઈ ગયા છે ? આમ તો પોતાને નાસ્તિક કહેવડાવે છે. પણ હવે સમજાયું. ખરેખર અડિયલ ટટ્ટુને સુધારનાર ચૌદમું રતન માર છે, અને નાસ્તિકને આસ્તિક બનાવનાર પંદરમું રતન પરીક્ષા છે.

[એલાર્મની ઘંટડી રણકી ઊઠે છે મિ. જાની હાથ લંબાવી એલાર્મ બંધ કરી પાછો સૂઈ જાય છે. બધા હસી પડે છે.]

શેઠ : મિ. જાની, જાગવું નહોતું, તો પછી એલાર્મ શા માટે મૂક્યું ?

મહેતા : કુંભકર્ણનો ભાઈ છે.

ઠક્કર : ઊઠો, જાગો અને ચાલવા માંડો, મિ. જાની. ચાલતાનું ભાગ્ય પણ ચાલે છે, ને ઊંઘતાંનું ઊંઘે છે: એ સૂત્ર ભૂલો નહિ.

જાની : ( બેઠો થઈ ) મારા નામનું સંબોધન કરીને મારી ઊંઘમાં ખલેલ ન કરો, મિત્રો ! મને ઊંઘવા દો. જાગૃતિ કરતાં નિદ્રા અત્યંત આવશ્યક વસ્તુ છે, એ જાણો છો ને ?

પંડ્યા : ભલે ભાઈ, સૂઈ જા. નહિ જગાડીએ.

ઠક્કર : તારું ભાગ્ય પણ સૂતું રહે એવા અમારા આશીર્વાદ છે.

[ જાની સૂઈ જાય છે. ઝવેરી નજીક આવે છે. ]

ઝવેરી : અરે શેઠ, પરીક્ષાની સાથે બેસે એવા પ્રાસ બતાવશો ?

શેઠ : કેમ શું કામ છે, મિ. ઝવેરી ?

ઠક્કર : કાવ્યરચના ચાલે છે કે શું ?

પંડ્યા : પ્રાસ બતાવું. દીક્ષા, શિક્ષા.

મહેતા : ભિક્ષા.

ઠક્કર : સૌથી સરસ પ્રાસ રિક્ષા.

ઝવેરી : બસબસ. ઘણા થઈ ગયા. પરીક્ષા પર કાવ્ય લખું છું. બરાબર મધદરિયે છું.

શેઠ : જોજે ડૂબી જતો.

મહેતા : પૂરું થાય ત્યારે કહેજે. સાંભળીશું.

ઝવેરી : જરૂર, જરૂર.

[ થોડીવાર શાન્તિ. બેન્કર ઊભો થઈ, એક આંટો મારી-કંઈ યાદ આવ્યું હોય એમ પાછો લખવા બેસી જાય છે. ]

પંડ્યા : કેમ બેન્કર, શું ચાલે છે ?

બેન્કર : (કાગળ છુપાવતો) કંઈ નહિ, કંઈ નહિ.

ઠક્કર : શું લખો છો ? થિયરમ ?

બેન્કર : ના રે ના.

મહેતા : (નજીક આવી) બતાવો તો ખરા.

બેન્કર : ઊંહું. ખાનગી છે.

શેઠ : ઘેર લખો છો?

બેન્કર : ગમે તેને લખું. તારે શી પંચાત!

શેઠ : લખો ભાઈ, લખો. સગપણ થયું છે, ને કાગળપત્રમાં મોળા થશો, તો વહુરાણી રિસાઈ જશે.

ત્રિવેદી : એને લખવા દો શાન્તિથી. શા માટે ચીડવો છો?

શર્મા : સગપણને દહાડે ચોકલેટ ખવરાવી હતી એ ભૂલી ગયા!

પંડ્યા : શી દશા છે! જે બેન્કર પહેલા એક દિવસમાં બે પ્રણયપત્રો લખતા, તે આજે પરીક્ષાનો પડછાયો પડતાં, બે મહિને એક પત્ર લખતા થઈ ગયા છે!

પટેલ : ભાવિ પત્નીનું નામ પડતાં ચોપડી પૂર્વમાં ને પેન્સિલ પશ્ચિમમાં ફેંકી દેતા, તે આજે નીચું મોં ઢાળી સંસ્કૃતનાં રૂપો ગોખી રહ્યા છે.

મહેતા : વિધાતાની કેવી ક્રૂરતા!

પંડ્યા : પણ જરા કહો તો મિ. બેન્કર, શું લખો છો તમારી જીવનસખીને?

શેઠ : લખે છે, મારા જીવનડબ્બાના ઘાસલેટના તેલ સમી સ્નેહમૂર્તિ સરલા.

[હસાહસ થઈ રહે છે.]

બેન્કર : હવે તમે મહેરબાની કરી છાના રહેશો?

ત્રિવેદી : ચાલો ભાઈ, ચાલો, વાંચવા માંડો.

[દોઢીવાર શાન્તિ છવાય છે

ઠક્કર : ( અચાનક ) જયહિંદ !

જોશી : કેમ ઠક્કર, શું થયું ?

ત્રિવેદી : ઊંઘમાં બબડતો તો નથી ને ?

ઠક્કર : ભાઈઓ, આઝાદ હિંદની તવારીખમાં સુભાષબાબુનું નામ અમર છે. એમણે રચ્યો એ ઇતિહાસ, બાકી બધાં થોથાં.

પંડ્યા : આપણે ક્યાં ઇતિહાસ રચતા નથી ?

મહેતા : આ છાત્રાલયમાં કંઈક ઇતિહાસ રચનારા પડ્યા છે.

ઠક્કર : છે જ તો. આ આપણા જોશીજી રોટલીનો રેકર્ડ કરે છે; તો ચોકસી મહાશય સિગરેટની સદી નોંધાવે છે. ઠક્કરની નેતાગીરી, શર્માની ઝગડાખોરી જગપ્રસિદ્ધિ પામ્યાં નથી એટલું જ છે. બાકી ખરો ઇતિહાસ તો અહીં રચાય છે.

મહેતા : હવે આપણે પાસ થવાનો ઇતિહાસ રચીએ તો બસ છે.

શેઠ : પાસ કરતાં નપાસ શબ્દમાં કેટલી મધુરતા ભરી છે ! એ મધુરતા માણવા માટે તમારે સૌએ પહેલાં નપાસ થવું જોઈએ. તમને મારા આશીર્વાદ છે કે.......

પંડ્યા : કે તું નપાસ, અને અમે બધા પાસ થઈએ.

પટેલ : શેઠિયા, ફેરવી તોળ.

શેઠ : હા ભાઈ, હા. વાણિયા મૂછ નીચી, તો કે સાડી સાત વાર નીચી. પણ દોસ્તો, એટલું યાદ રાખજો, કે પરીક્ષામાં પાસ થનારા જિંદગીમાં નપાસ થાય છે.

ઠક્કર : ત્યાં ભણતર કામ નહિ આવે, ગણતર આવશે.

પંડ્યા : મારું પણ એ જ કહેવું છે. સાચું પૂછો તો પરીક્ષામાં પાસ થવા માટે હું જ ખરેખર લાયક છું.

મહેતા : કઈ રીતે ?

પંડ્યા : અંગ્રેજો ગયા, પછી અંગ્રેજી ભાષા જાણવાની શી જરૂર ? એના વિના ચાલે. સંસ્કૃત મૃતભાષા. એ નહિ આવડે, તો કંઈ જીવનનો વહેવાર અટકી જવાનો નથી જ. વળી મારા જેવા સિનેમા શોખીનને એલ્જિબ્રા, જોમેટ્રી શા કામનાં ? જે વિષયમાં આ સેવક નપાસ થાય છે, તે વિષયો જ મારા માટે નકામા છે.

[ તાળીઓના ગડગડાટ. ]

ઠક્કર : શાન્તિ રાખો ભાઈઓ, શાન્તિ રાખો. આપણા હિત-ચિંતક મિ. ગોહેલ શું કરે છે, તે ધ્યાનમાં રાખો.

પટેલ : શું લખો છો ગોહેલ ?

ગોહેલ : ( નોટ છુપાવતો ) કંઈ નહિ.

મહેતા : જરા બતાવો તો ખરા.

પંડ્યા : શું બતાવે ? નોંધપોથીમાં નામ ટપકાવે છે. કોણ કોણ વાતો કરે છે.

ઠક્કર : હવે તારી નોંધપોથી નાખ ચૂલામાં. ગૃહપતિ સરપાવ નહિ આપે.

શેઠ : ને અમારા પાસેથી સરપાવ મળશે એ નફામાં. સમજ્યો ?

[ દવે પ્રવેશ કરે છે. ]

દવે : પંડ્યા છે કે અહીં ?

મહેતા : કેમ શું છે દવે ?

દવે : અરે યાર, એ તે કંઈ માણસ છે.

ઠક્કર : પણ થયું શું ?

ઘુરકવાનો નહિ, પણ તમારા ઘોરવાનો છે. આવતી પરીક્ષાને ધ્યાનમાં લઈ, તમે તમારું ઘોરવાનું અટકાવશો?

જાની : પણ એ તે કંઈ મારા હાથની વાત છે?

શુકલ : તે હું શું જાણું? જોઈએ તો નાક પર સાયલન્સર ચડાવો.

[તાળીઓ પડે છે.]

પંડયા : યોગ્ય ઉપાય છે.

શુકલ : પરીક્ષા માટે વાંચતાં હોઈએ ત્યારે કૂતરાં ભસે અને ગધેડા ભૂંકે એ કંઈ સહન ન થાય. સમજ્યા?

જાની : ઠીક ભાઈ. નાક પર રૂમાલ બાંધીને સૂઈશ.

[નાક પર રૂમાલ બાંધી જાની સૂઈ જાય છે. ત્યાં શાહ અને આચાર્ય પ્રવેશ કરે છે.]

શાહ : કેમ ભાઈઓ, વાંચવાનું ચાલે છે ને?

મહેતા : આવો આદર્શ વિદ્યાર્થી મિ. શાહ.

પંડયા : તમને ક્યાંથી અહીં સુધી આવવાનો સમય મળ્યો? પુસ્તક એટલે શાહ અને શાહ એટલે પુસ્તક. એક વિનાનું બીજું સંભવે નહિ.

શેઠ : એ તો વાંચીને બેઠો હશે; પણ આ મિ. આચાર્યને શા માટે સાથે રખડાવે છે? શાહ, આને વાંચવા દે, નહિ તો આ વર્ષે પણ ડબ્બો સાબરમતી સ્ટેશને ગુલ થઈ જશે.

આચાર્ય : થઈ પણ જાય. આપણે વળી કયા વર્ષે પહેલે પ્રયત્ને પાસ થયા હતા? હા, બે વાર પહેલે વર્ષે પાસ થયેલો ખરો.

પંડયા : ક્યારે ક્યારે?

આચાર્ય : એક વાર હું બીજી ગૂજરાતીમાં હતો, ત્યારે અમારા હેડમાસ્તરના દીકરાનાં લગ્ન હતાં. એની ખુશાલીમાં અમને બધાને પાસ કરી દીધેલા. ને બીજી વાર, આપણા લાયબ્રેરિયન કાકા સુપરવાઈઝર હતા, ત્યારે એમની બેતાળામાંથી બધું જોતી ચકોર આંખોમાં ધૂળ નાખી ચોરી કરેલી ત્યારે. બાકીનાં ધોરણોમાં આપણાં વર્ષોની સંખ્યા કોઈ વાર દ્વિવચનમાં તો કોઈ વાર બહુવચનમાં.

પંડ્યા : આ નિયમમાં આ વર્ષે ફેરફાર કરવાની કોઈ જરૂર નથી.

મહેતા : તમારું કેમ છે, શાહ સાહેબ ?

શેઠ : એમનું હમણાં ડામાડોળ છે.

મહેતા : કારણ ?

શેઠ : દૂર દૂર કચ્છમાં એક કન્યારત્ન આ કાગડાની કોટે ટીંગાવા તલસી રહ્યું છે. તેને ટીંગાવા દેવું કે નહિ એની મૂંઝવણમાં પડ્યા છે.

શાહ : કાગડો માનીનેયે ન ટીંગાય, તો પાડ એનો. પણ ટીંગાયા વિના રહે એમ લાગતું નથી.

ઠક્કર : અહીંયા તો ઘણીયે ડોક લાંબી કરીએ છીએ, પણ કોઈ ગુલાબની તો શું, ચંપાની માળાયે પહેરાવતું નથી.

શાહ : જેવાં જેનાં ભાગ્ય.

[શાસ્ત્રી પ્રવેશે છે. બધા તાળીઓના ગડગડાટથી એને વધાવે છે.]

શાસ્ત્રી : શાન્તમ્ શાન્તમ્ નિષ્પ્રયોજનમ્ કરતલપ્રહારમ્

શેઠ : આવો ભદ્રંભદ્ર, ક્યાંથી ભૂલા પડ્યા ?

શાસ્ત્રી : તમારો કલરવ મને અહીં આકર્ષવામાં કારણભૂત બન્યો.

કલરવ નહિ કાકારવ. કલરવ તો મંદ હોય; આ તો લીમ્બવૃક્ષની ડાળે જાણે કાગઋષિનો કર્કશ કાકારવ....

મહેતા : નથી સમજાતું. સરળ ગૂજરાતીમાં બોલો.

પંડયા : એનું કહેવું છે, કે અહીં કાગડા કાકા કરતા હતા, તેથી દોડી આવ્યો.

શેઠ : આપણને કાગડા કહે છે ?

પંડયા : કાગઋષિ, કાગડા નહિ.

મહેતા : એ બધું એકનું એક. ખરુંને શાસ્ત્રી ?

શાસ્ત્રી : સત્યં વદસિ. મહેતા, કેવોક પુરુષાર્થ થાય છે ? પરીક્ષા રૂપી ઉદધિનું અગસ્ત્યની જેમ પાન કરવાના છો કે નહિ ?

મહેતા : ઉદધિ મારું પાન કરી જશે, એ ચોક્કસ છે. ભાઈ, ક્યાંય અમેરિકા કે રશિયામાં ઝટ પાસ થઈ જવાનો સચો શોધાયો છે કે નહિ ? મળતો હોય તો કોઈ પેન-ફ્રેન્ડઝની પાસે મંગાવી લઉં. એ વિના હું પાસ થાઉં એવું લાગતું નથી.

શાસ્ત્રી : તમારો પરિશ્રમ યશસ્વી નીવડશે કે નહિ, પંડયાજી ?

પંડયા : ના રે, શાસ્ત્રી. પરીક્ષકો એવા પાગલ છે, કે મેં ન વાંચ્યું હોય એજ પૂછે છે ! ને વાંચ્યું હોય એમાંથી પૂછે, તો મને જે ન આવડતું હોય એવું પૂછે છે ! ત્યાં કરવું શું ?

શાસ્ત્રી : ખરેખર, પરીક્ષા પરમા શક્તિ, કાલરૂપા, ન સંશયા.

મહેતા : પરીક્ષાએ સંસ્કૃત જેવા રસિક વિષયને મારા માટે સાવ શુષ્ક બનાવી દીધો છે.

પંડયા : સીદન્તિ મમ ગાત્રાણિ.

શેઠ : ને મોં સુકાઈ જાય છે.

શાસ્ત્રી : નિરાશ ન થાઓ હે ભરતપુત્રો! હાથમાં વિદ્યારૂપી પૌન્ડ્ર શંખ લો અને મહા ધ્વનિ કરો. જેથી કુરુક્ષેત્રે કૌરવપક્ષે ઊભેલા દ્રોણભીષ્માદિ ગુરુવર્યો સમા પરીક્ષકોનાં ગાત્રો ગળી જાય.

શેઠ : એમનાં તો ગળતાં શું ગળશે, પણ મારાં તો અત્યારથી જ ગળી ગયાં છે.

ઠાકર : (ભાષણ કરતો) ઊઠો, જાગો, ને પ્રાપ્ત કરી લો. ધેઝ હુ સ્ટેન્ડ એન્ડ વેઈટ, ધે ઓલ્સો સર્વ. અહિંસા પરમો ધર્મ. શઠમ્ પ્રતિ શાઠ્યમ્. ફળની કામના રાખ્યા વિના કાર્ય કરો. કાર્ય કરશો તો ફળ મળશે. ફરે છે તે ચરે છે, બાંધ્યો ભૂખે મરે છે. ભાગ્યમાં હોય, તો ગુફામાં બેઠાં પણ પાંચે પકવાન મળે છે. હિંદુ ધર્મનાં આ સૂત્રો જીવનમાં ઉતારો.

શેઠ : એ સૂત્રો વચ્ચે પૂર્વપશ્ચિમ જેટલું છેટું છે.

ત્રિવેદી : હવે વાંચો ભાઈઓ, વાંચો, નહિ તો સફળતા પણ તમારાથી છેટી જ રહેશે.

[ઝવેરી ઊભો થાય છે.]

ઝવેરી : સાંભળો ભાઈઓ, કવિતા તૈયાર.

શેઠ : મેન્યુફેક્ચર્ડ?

ઝવેરી : ના, શીઘ્ર સર્જન.

પંડ્યા : સંભળાવો ત્યારે.

ઝવેરી : હું પરીક્ષા બોલું, ત્યારે તમારે સાથે ટ્રાલાલા બોલી તાલ આપવો.

ઠક્કર : ખુશીથી. ચલાવો.

ઝવેરી : ( લલકારતો )

પરીક્ષા !
કાજે તારે લેવાની દીક્ષા.
પરીક્ષા !

બધા : ટ્રાલાલા !

ઝવેરી : તું ખિજાયે
સહેવી પડતી ખૂબ ખૂબ શિક્ષા.
પરીક્ષા !

બધા : ટ્રાલાલા !

ઝવેરી : થાય રાજી તું જો,
અરેરે થાય રાજી તું જો,
ઘર ઘર ભટકી રહે માગવી
નોકરીની ભિક્ષા.
પરીક્ષા !

બધા : ટ્રાલાલા !

ઝવેરી : મળે નહિ તો બસ,
ધંધો એક જ—
જેમાં છે કંઈ કસ,
ફેરવવી રિક્ષા.
પરીક્ષા !

બધા : ટ્રાલાલા !

[ વાતાવરણ ગાજી ઊઠે છે. સહેજ શાન્તિ છવાતાં બહારથી હોર્નનો અવાજ સંભળાય છે. ]

પંડ્યા : કોણ આવ્યું વળી ?

મહેતા : મધરાતે હોર્ન !

ત્રિવેદી : વાંચવા જ નહિ દે સુખે.

જેન્કર : એક કાગળ પણ પૂરો કરી શકયો નહિ.

શેઠ : જે હશે એ હમણાં ઝળકશે.

પટેલ : ગૃહપતિ હશે ?

ઠક્કર : અડધી રાતે ઊંઘમાંથી ઊઠે એને ગૃહપતિ કહેવાય ?

શેઠ : જે પોતાના ગૃહમાં જ પડ્યો રહે છે તેનું નામ ગૃહપતિ.

મહેતા : ત્યારે હશે કોણ ?

[ પુરુષોત્તમ ગાંધી પ્રવેશે છે. ]

પંડયા : અરે આ તો પુરુષોત્તમ !

મહેતા : ક્યાંથી અત્યારે ફૂટી નીકળ્યો ?

શેઠ : ભાઈઓ, આ આપણા છાત્રાલયના એક ભૂતપૂર્વ વિદ્યાર્થી છે. એમનું નામ શેઠશ્રી પાંચ શ્રીમાન પુરુષોત્તમદાસ.

ઠક્કર : જે પૂર્વે ભૂત હતા, હવે માણસ થયા છે.

પુરુષોત્તમ : કેમ છો ભાઈઓ ? મઝામાં તો ખરા ને ? અહોહો ! તમને જોઈને એવો આનંદ થાય છે ! એકવાર હું પણ, તમારી જેમ, અહીં આ સ્થળે અધ્યયન કરી રહ્યો હતો. એ સમયનો આનંદ આજે, આ ક્ષણે, તાજો થાય છે, ને હૃદયમાં મહા ઉલ્લાસનો સમુદ્ર ઉછળી રહે છે ! મિત્રો....

શર્મા : ચાલ્યું હવે આનું ટાહ્યલું. રાત બગડી. વાંચવા નહિ દે.

પુરુષોત્તમ : કોણ શર્મા ? હજીયે તું ભૂતકાળમાં રાખતો હતો, તેવો જ વેર ભાવ રાખી રહ્યો છે ?

શર્મા : શું કરું ? તને જોઈને એ ભાવ ઊછળી આવ્યો.

પંડ્યા : પણ પુરુષોત્તમ, અત્યારે આવ્યો કેમ ?

પુરુષોત્તમ : કેમ પૂછે છે ? સજેશન્સ લેવા.

મહેતા : કેમ પરીક્ષામાં બેસવું છે ?

પુરુષોત્તમ : નહિ ત્યારે ? દેહમ્ સાધયામિ, વા કાર્યમ્ પાતયામિ. પરીક્ષાનું માટલું તો ફોડવું જ છે.

શેઠ : હે પુરુષોમાં ઉત્તમ ! આ કંઈ ગોપિકાએ ભરેલું ગોરસનું માટલું નથી. ફોડવા જતાં તમે ફૂટી ન જાવ. સંભાળજો.

પુરુષોત્તમ : ઈશ્વર પ્રયત્ન, મનુષ્ય કૃપા. આપણે તો મહેનત કરી છૂટીએ. કેમ શેઠિયા, બોલતો નથી ? ખરું કહું છું ને ?

શેઠ : સોળ આના ને ઉપર બે પઈ.

પંડ્યા : પુરુષોત્તમની અક્કલ ગઈ.

મહેતા : પણ ભાઈ પુરુષોત્તમ, તું પરણ્યો એ વાત સાચી કે ખોટી ?

ઠક્કર : પરણ્યો શું, છોકરાંનો બાપ પણ થયો.

શર્મા : એના પહેલાં તો એનો છોકરો પાસ થવાનો.

પુરુષોત્તમ : મને પણ એમ જ લાગે છે. ખરેખર મિત્રો, વિદ્યાર્થીએ તો વાઈફલેસ એટલે કે વાંઢા રહેવું જોઈએ. વાંચતાં હોઈએ ત્યાં....

ઝવેરી : ( લલકારતો ) સ્મૃતિમાં તરતી પ્રિયા તણી
છબિ રમ્ય; ન નિંદ આવતી.

પુરુષોત્તમ : કવિરાજ, મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયાં. પણ દોસ્તો, એક રીતે જોઈએ, તો વાઈફલેસ એટલે લાઈફલેસ. કારણકે વાઈફ ઈઝ લાઈફ. કેમ તારો શો મત છે, બેન્કર ?

એન્કર : તારી વાતમાં સત્ય છે, તે હવે મને સમજાયું છે.

પુરુષોત્તમ : વહેલામોડા સહુને એ સમજાવાનું જ છે.

શર્મા : ભાઈઓ, આ પુરુષોત્તમની સાથે વાત કરવી પડતી મૂકો તો સારું. લવારે ચડશે, તો હાથમાં નહિ રહે.

પુરુષોત્તમ : શર્મા, તું મારો પેલા ભવનો દુશ્મન છે.

શર્મા : તું મારો આ ભવનો દુશ્મન.

ઠાકર : છાના રહો ભાઈઓ, છાના રહો. સુભાષબાબુ કોમી એકતામાં માને છે, દુશ્મનાવટમાં નહિ. કોમ કોમ વચ્ચે એકતા સ્થાપો.

બધા : ઓમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

[ત્રણના ટકોરા થાય છે]

પંડ્યા : ત્રણના ટકોરા થયા. મિત્રો, હવે થોડીક નિદ્રા લઈએ તો કેમ ?

મહેતા : તે પહેલાં એક નાની શી દરખાસ્ત.

શેઠ : પહેલા મૂકો પછી ટેકો આપું.

મહેતા : જુઓ ભાઈઓ, જીવનના દરેક પ્રસંગના આદિ, અને અંતમાં, ચાહ હોવો જોઈએ.

ચોકસી : ને સિગરેટ માંગઓ પંચાવન.

# અકસ્માતને પરિણામે

[ સ્થળ : વિજ્ઞાનના વિદ્યાર્થી દિલીપનો વાંચવાનો ઓરડો. ટેબલ પર પુસ્તકોનો ઢગલો. એક બાજુએ ખાટલો, ખૂણામાં ટેબલ પર સ્ટવ, પ્યાલા રકાબી, તપેલી વગેરે ચાનાં સાધનો. ભીંત પર ટેનીસ રેકેટ, ને થોડાં ચિત્રો. આગળના ભાગમાં આરામખુરસી પડી છે, પાસે ભોંય પર બે ત્રણ પુસ્તકો પડ્યાં છે.

સમય : શિયાળાની રાતના સાત વાગ્યાનો. દિલીપ અને એનો મિત્ર મયૂર વાતો કરતા પ્રવેશે છે.]

મયૂર : મેં તને ના પાડી હતી, છતાં તેં ભૂલ કરી, દિલીપ! તારે મારા પ્રયોગપાત્રનું મિશ્રણ ફેંકી દેવું જોઈતું ન હતું.

દિલીપ : પણ મયૂર, એમાં એટલું બધું શું ઊંધું વળી ગયું ?

મયૂર : મારે જોવું હતું કે એ ઘટ્ટ થયેલ પદાર્થ શો હતો ! કદાચ કોઈ નવી જ વસ્તુ બની હોય. કોને ખબર છે ?

દિલીપ : મને એવું કંઈ લાગ્યું નહિ.

મયૂર : તને કયે દિવસે કંઈ લાગે છે ? વિજ્ઞાન લીધું, પણ વિષયની ગંભીરતા સમજ્યા વિના. પ્રયોગશાળા તારે મન રમકડાં ઘર છે. કાચની નળીઓ ને બરણીઓથી રમવા આવે છે.

દિલીપ : ઠીક હવે, તું મોટો વૈજ્ઞાનિક છે તે જાણ્યું.

મયૂર : એમ ખોટું ન લગાડ, દિલીપ. માણસની ઘણી વૈજ્ઞાનિક સિદ્ધિઓ અકસ્માતને પરિણામે છે, એ ભૂલવું ન જોઈએ. ચાલ હવે હું જાઉં. આવજે.

[ મયૂર જાય છે. ]

દિલીપ : બહુ ચીકણો. નાનામાં નાની વસ્તુનુંયે મહત્ત્વ ! પ્રવાહી ફેંકી દીધું એમાં થઈ શું ગયું ? જાણે મોટી શોધ થતી અટકી ગઈ ! (આરામખુરસીમાં બેસી હાથમાં પુસ્તક લે છે. પાનાં ફેરવતો) ક્યારે પૂરાં થશે આ દળદાર થોથાં ! જોતાં જ બીજાની તો ઊંઘ ઊડી જાય, જ્યારે મારી આંખો ઘેરાય છે !

[ પ્રકાશ મંદ થતો જાય છે. દિલીપ બગાસાં ખાતો, આંખો ચોળતો દેખાય છે. એના હાથમાંથી પુસ્તક પડી જાય છે. આંખો મીંચી ઊંઘતો જણાય છે. થોડીવાર પછી ફરી પ્રકાશ થતો જણાય છે. દિલીપ સામેથી આવતા ગેલ્ડી નામના ભરવાડને જોઈ ખુરસીમાંથી બેઠો થઈ જાય છે. ]

દિલીપ : કોણ છે તું ?

ગેલ્ડી : હું ગેલ્ડી ભરવાડ.

દિલીપ : કેમ આવ્યો છે ?

ગેલ્ડી : તમે હમણાં મયૂરભાઈ સાથે વાત કરતા હતા ને ?

દિલીપ : હા.

ગેલ્ડી : એ હું સાંભળતો હતો.

દિલીપ : તું ! શા માટે ?

ગેલ્ડી : મને રસ પડ્યો એટલે. એની વાત સાચી હતી, દિલીપ.

દિલીપ : કઈ રીતે ?

ગેલ્ડી : આજથી સાતસો વર્ષ પહેલાં મેં કોફીની શોધ કરી હતી એ એક અકસ્માત જ હતો.

દિલીપ : ખરેખર !

ગેલ્ડી : હા. હું બકરાં ચરાવતો હતો. એ ઝાડનાં ફળ મારી બકરીએ ખાધાં ને એ અજબ સ્ફૂર્તિમાં આવી ઠેકડા મારવા લાગી. ખાતી જાય ને કૂદતી જાય !

દિલીપ : જોવાની મઝા આવી હશે, મિ. ગેલ્ડી !

ગેલ્ડી : આવે જ ને. મેં પણ એ ફળો ખાધાં ને હું પણ....

દિલીપ : બકરીની જેમ કૂદવા લાગ્યા ?

ગેલ્ડી : બેશક. પછી તો જેને ખવરાવ્યાં તે બધાં જ એક પ્રકારની તાઝગી અનુભવવા લાગ્યાં. આ હતાં કોફીનાં બી. આમ અકસ્માત જ કોફીની શોધ થઈ હતી. સમજ્યા મિ. દિલીપકુમાર ?

ઈન્કા : હા, આજે તો અમારું નામનિશાન રહ્યું નથી.

દિલીપ : અમારા ઇતિહાસમાં ઈન્કા જાતિનું નામ છે.

ઈન્કા : નામ છે, જીવંત નથી.

દિલીપ : હોત, તો નવાઈનાં માનવપ્રાણી તરીકે મ્યૂઝિયમમાં મૂક્યા હોત.

ઈન્કા : તમારા લોકોની ખાતરી છે. પણ હું તને એક વાત કહેવા આવ્યો છું. તેં ક્વીનાઈન તો લીધું જ હશે.

દિલીપ : ક્વીનાઈન લીધા વિના ભાગ્યે જ કોઈ રહ્યું હશે મિ. ઈન્કા. મેલેરિયા તાવ આવ્યો હોય કે ક્વીનાઈન લીધે છૂટકો.

ઈન્કા : એની શોધ મેં કરેલી.

દિલીપ : તમે ? શું કહો છો ? કઈ રીતે ?

ઈન્કા : અમારો પ્રદેશ બહુ કાદવકિચડવાળો. મચ્છરોનો પાર નહિ. ટાઢ વાઈને મેલેરિયા તાવ આવે.

દિલીપ : અમારે ત્યાં પણ એમ જ છે.

ઈન્કા : એકવાર હું જંગલમાં હતો, ને મને સખત તાવ ચઢી આવ્યો. કંઠ સુકાવા લાગ્યો. નજીકમાં એક તળાવ હતું. એનું પાણી પીધું તો કડવું ઝેર.

દિલીપ : તમને થયું હશે કે નક્કી ઝેર ચડશે ને મોત આવશે.

ઈન્કા : હા. બીકનો માર્યો તળાવને કાંઠે જ પડ્યા રહ્યો. બીજે દિવસે સવારે તાવ ઊતરી ગયેલો, ને શરીરમાં હોશિયારી આવી ગયેલી.

દિલીપ : કારણ જડ્યું ?

ઈન્કા : તળાવને કાંઠે ક્વીના નામના ઝાડ ઊગ્યાં હતાં. તળાવમાં

ઈન્કા : હા, આજે તો અમારું નામનિશાન રહ્યું નથી.

દિલીપ : અમારા ઇતિહાસમાં ઈન્કા જાતિનું નામ છે.

ઈન્કા : નામ છે, જીવંત નથી.

દિલીપ : હોત, તો નવાઈનાં માનવપ્રાણી તરીકે મ્યૂઝિયમમાં મૂક્યા હોત.

ઈન્કા : તમારા લોકોની ખાતરી છે. પણ હું તને એક વાત કહેવા આવ્યો છું. તેં ક્વીનાઈન તો લીધું જ હશે.

દિલીપ : ક્વીનાઈન લીધા વિના ભાગ્યે જ કોઈ રહ્યું હશે મિ. ઈન્કા. મેલેરિયા તાવ આવ્યો હોય કે ક્વીનાઈન લીધે છૂટકો.

ઈન્કા : એની શોધ મેં કરેલી.

દિલીપ : તમે ? શું કહો છો ? કઈ રીતે ?

ઈન્કા : અમારો પ્રદેશ બહુ કાદવકિચડવાળો. મચ્છરોનો પાર નહિ. ટાઢ વાઈને મેલેરિયા તાવ આવે.

દિલીપ : અમારે ત્યાં પણ એમ જ છે.

ઈન્કા : એકવાર હું જંગલમાં હતો, ને મને સખત તાવ ચઢી આવ્યો. કંઠ સુકાવા લાગ્યો. નજીકમાં એક તળાવ હતું. એનું પાણી પીધું તો કડવું ઝેર.

દિલીપ : તમને થયું હશે કે નક્કી ઝેર ચડશે ને મોત આવશે.

ઈન્કા : હા. બીકનો માર્યો તળાવને કાંઠે જ પડ્યા રહ્યો. બીજે દિવસે સવારે તાવ ઊતરી ગયેલો, ને શરીરમાં હોશિયારી આવી ગયેલી.

દિલીપ : કારણ જડ્યું ?

ઈન્કા : તળાવને કાંઠે ક્વીના નામના ઝાડ ઊગ્યાં હતાં. તળાવમાં

બે ચાર તૂટી પડેલાં. ક્વીનાની છાલ કડવી, એટલે પાણી પણ કડવું થઈ ગયેલું.

દિલીપ : ક્વીનાઈન મિક્શ્ચર થઈ ગયેલું, એમ કહોને.

ઈન્કા : એ પીધું ને તાવ ગયો. આમ અકસ્માત રીતે જ ક્વીનાઈનની શોધ થઈ.

દિલીપ : ને માનવજાતિને મૅલેરિયા જેવા જીવલેણ શત્રુ સામે ઝઝૂમવાનું બળ મળ્યું. મિ. ઈન્કા, આ પ્રસંગ ખરેખર મહત્ત્વનો ગણાય. એક સુખદ અકસ્માત અને અપૂર્વ શોધ.

ઈન્કા : હવે તું અકસ્માતનું મહત્ત્વ સમજ્યો ખરો, દિલીપ.

[ ઈન્કા જાય છે. ગેલિલિયો અને આર્કિમિડીઝ પ્રવેશ કરે છે. ]

ગેલિલિયો : હું ગેલિલિયો !

દિલીપ : આપ જ અમારી ઘડિયાળના શોધક.

ગેલિલિયો : એ શોધ કેમ થયેલી તે જાણે છે ?

દિલીપ : અકસ્માત !

ગેલિલિયો : એવું જ. દેવળમાં પ્રાર્થના કરવા ગયેલો, ત્યાં ઉપર લટકતા ઝુમ્મર તરફ ધ્યાન ગયું.

દિલીપ : પ્રાર્થના કરતી વખતે સહુનું ધ્યાન બીજે જ હોય છે.

ગેલિલિયો : એ ઝુમ્મર ધીમું ધીમું ઝૂલતું હતું. ચોક્કસ સમયે ડાબી ને જમણી બાજુએ ઝોલા ખાતું હતું. બે ઝોલા વચ્ચેનો સમય માપવા મેં શું કર્યું હશે ?

દિલીપ : હાથની નાડીના ધબકારા ગણી જોયા.

ગેલિલિયો : બરાબર. તે પછી મને લોલકવાળાં ઘડિયાળ બના-

વવાનું સૂઝયું. જો લટકતા, ઝોલા ખાતા ઝુમ્મર ઉપર ધ્યાન ગયું ન હોત, તો આ શોધ થઈ ન હોત.

દિલીપ : અકસ્માતનું સુંદર પરિણામ. (આર્કિમિડીઝ તરફ ફરી) આપ મહાન વૈજ્ઞાનિક આર્કિમિડીઝ તો નહિ ?

આર્કિમિડીઝ : આ, હું જ આર્કિમિડીઝ. રાજા હેરોએ મને એક અગત્યનું કામ સોંપ્યું હતું.

દિલીપ : શું ?

આર્કિમિડીઝ : એના સોનાના રાજમુગટમાં સોનીએ બીજી કોઈ ધાતુનો ભેગ કર્યો છે કે નહિ તે શોધી કાઢવાનું.

દિલીપ : તમે તે કઈ રીતે શોધી કાઢયું ?

આર્કિમિડીઝ : અકસ્માતથી. એકવાર સ્નાનગૃહમાં ટબની અંદર હું નહાતો હતો, ત્યારે એવો અનુભવ થયો, કે પાણીમાં ડૂબવાથી શરીરનું વજન ઘટી જાય છે.

દિલીપ : એવું તો હું રોજ અનુભવું છું.

આર્કિમિડીઝ : તરત સૂઝી આવ્યું કે જુદી જુદી ધાતુની વસ્તુના વજનમાં પણ વધારે ઓછો ઘટાડો થતો હોવો જોઈએ.

દિલીપ : પછી શું કર્યું ?

આર્કિમિડીઝ : આ શોધ અકસ્માત રીતે જ થઈ હતી કે નહિ? બોલ.

દિલીપ : સ્વીકાર્યા વિના ચાલે એવું ક્યાં છે?

[બન્ને વિદાય લે છે, ત્યાં સામેથી બે જણા પ્રવેશ કરે છે.]

દિલીપ : કોણ? સર આઈઝેક ન્યૂટન તો નહિ?

એડીસન : ને હું થોમસ આલ્વા એડીસન.

દિલીપ : ઓહો! બન્ને મહાન શોધકો.

ન્યૂટન : કુદરતની એક સામાન્ય ક્રિયા તરફ આકસ્મિક રીતે જ મારું ધ્યાન દોરાયું, અને ગુરુત્વાકર્ષણના નિયમનું મને ભાન થયું. ઝાડ પરથી ફળને પૃથ્વી પર પડતું જોયું, ને હું વિચારમાં પડ્યો કે પૃથ્વી પર જ શા માટે ફળ પડ્યું? પૃથ્વીમાં વસ્તુને આકર્ષવાની શક્તિ હશે ત્યારે ને? ને એ આકર્ષવાની શક્તિમાં મેં ગુરુત્વાકર્ષણનો મહાન સિદ્ધાંત જોયો.

એડીસન : કેટલીક વાર અકસ્માત આવેલો વિચાર પણ નવી શોધ તરફ દોરે છે, દિલીપ! મારી બેબીને હું ગીત ગાઈ સંભળાવતો હતો. અચાનક વિચાર આવ્યો, કે મારી ગેરહાજરીમાં એને મારું ગીત સાંભળવા મળે તો કેવું સરસ!

દિલીપ : એમાંથી ગ્રામોફોનની શોધ થઈ!

એડીસન : હા, ને બેબીને પપ્પાનું સંગીત સાંભળવાની મઝા આવી ગઈ. સમજ્યો?

[બન્ને જાય છે. શેરડોન્તે પ્રવેશે છે.]

દિલીપ : આપ કોણ?

શેરડોન્ને : હું શેરડોન્ને. ફ્રાન્સ મારું વતન.

દિલીપ : ઓહો ! આપ જ કૃત્રિમ રેયોનના શોધક કે ?

શેરડોન્ને : હા, પણ એ શોધાયું હતું કઈ રીતે તે જાણે છે ?

દિલીપ : અકસ્માત ?

શેરડોન્ને : એકવાર કોલોડિયનની શીશી મારા હાથમાંથી પડી ગઈ ને ફૂટી ગઈ. પછી જમીન સાફ કરીશ એમ કરી હું ઘેર ચાલ્યો ગયો. બીજે દિવસે સાફ કરતાં જોયું, તો સુકાઈ ગયેલા કોલોડિયનમાંથી પાતળા સૂતરના તાંતણા જેવા તાર નીકળતા હતા !

દિલીપ : એમાંથી તમને કૃત્રિમ રાસાયણિક કાપડ બનાવવાનું સૂઝયું ?

શેરડોન્ને : હા ભાઈ, એ તમારું રેયોન સિલ્ક.

[ હસીને ચાલ્યો જાય છે.
મિ હેયાર પ્રવેશે છે. ]

હેયાર : તારું પ્લાસ્ટીક છે શું, એ જાણે છે, દિલીપ ?

દિલીપ : કોણ ! તમે મિ. હેયાર કે ?

હેયાર : હા, અમેરિકામાં ન્યુ જર્સી શહેરમાં આવેલી અમારી પ્રયોગશાળામાં અમે બે ભાઈઓ રાસાયણિક પ્રયોગો કરતા હતા. એક વાર રૂ ઉપર સૂરોખારનો તેજાબ પડ્યો અને એક પદાર્થ તૈયાર થયો. આ પદાર્થ તપાસી જોતાં, એ ગરમીથી પીગળે ને ઠંડીથી ઘટ્ટ બને તેવો હતો.

દિલીપ : એનું નામ કચકડો.

હેયાર : પણ આ કચકડો આગમાં ભડભડ સળગી જતો, એટલે બહુ ઉપયોગમાં ન આવ્યો. સળગી ઊઠે નહિ એવા પદાર્થની શોધ ચાલુ રહી, ને અંતે પ્લાસ્ટિકની શોધ

દિલીપ : આપ કોણ ?

આલ્ફ્રેડ : હું આલ્ફ્રેડ નોબલ.

દિલીપ : ઓહો ! સ્વીડિશ રસાયણશાસ્ત્રી.

આલ્ફ્રેડ : ડાયનેમાઇટની શોધ કેમ થઈ તે જાણો છો ?

દિલીપ : તમારે મોંઢે સાંભળવાથી આનંદ થશે.

આલ્ફ્રેડ : એકવાર હું પ્રયોગશાળામાં કામ કરતો હતો. તેમાં મારે હાથે ઈજા થઈ. ઉતાવળે અને ભૂલભૂલમાં મેં ગનકોટન, ઈથિર અને મદ્યાર્કમાં ઓગાળેલી દવા જખમ ઉપર લગાવી દીધી. આમાંથી જે પદાર્થ બન્યો તે કોર્ડાઇટ સ્ફોટક.

દિલીપ : એ સ્ફોટકથી તમારો હાથ ઊડી ગયો હોત, તો ઠીક થાત. ડાયનેમાઇટની શોધ તો ન થાત. માનવીનો સંહાર થતો અટકત.

આલ્ફ્રેડ : દિલીપ, વિજ્ઞાનનો ઉપયોગ કઈ દિશામાં કરવાનો છે, તે માણસે નક્કી કરવાનું છે. સંહારાત્મક કે રચનાત્મક એ એને જોવાનું છે. એક દિશામાં વિનાશ છે, બીજી દિશામાં પ્રગતિ છે. જે હાથ પડતાને બચાવી લે છે, તે જ હાથ ધક્કો મારી પાડી પણ શકે છે. વિજ્ઞાનનું પણ એવું જ છે. એને સુમાર્ગે વાપરો, દિલીપ.

દિલીપ : એ જ વિજ્ઞાનને પ્રતાપે આજે તો અમે વિનાશની ઊંડી ખીણને કિનારે બેઠા છીએ. પધારજો.

[ આલ્ફ્રેડ જાય છે. બલ્કર્ક પ્રવેશે છે. ]

બલ્કર્ક : ચાલ, તારી ચિંતાને હળવી કરે એવી એક રમૂજી વાત કહું, દિલીપ. હું બલ્કર્ક. ખાંડને બદલે વાપરી શકાય તેવી સેકેરિનની શોધ મેં કરેલી.

દિલીપ : એ પણ અકસ્માત જ હશે.

બલ્કર્ક : બેશક. એક દિવસ પ્રયોગ પૂરો કરી હું બહુ મોડો ઘેર ગયો. પેટમાં ભૂખ લાગેલી, એટલે હાથ ધોયા વિના તરત જ જમવા બેસી ગયો. ખાવા માંડ્યું તો પીર-સેલી વાનગીનો સ્વાદ મીઠો મધ જેવો !

દિલીપ : મીસિસ બલ્કર્ક પર ગુસ્સે ન થયા ?

બલ્કર્ક : થયો. ધમકાવી નાખી, આટલી બધી ખાંડ નંખાતી હશે ? એ બિચારી શું બોલે ?

દિલીપ : સોક્રેટિસની બૈરી જેવી હોત, તો ખબર પડત.

બલ્કર્ક : મોંનું ગળપણ તોડવા ખારી, ખાટી, તીખી ચીજો ખાવા માંડી, તો એ પણ મીઠી સાકર જેવી ! હાથ ચાટ્યો તો એ પણ મીઠો !

દિલીપ : પછી દોડ્યા હશો પ્રયોગશાળામાં ?

બલ્કર્ક : હા, જઈને જે સાધનોમાં પ્રયોગ કર્યા હતા, તે ચાટી જોયાં. તે બધાં મીઠાં હતાં. એમાંથી એક સાધનનો પદાર્થ તો ઘણો જ મીઠો હતો !

દિલીપ : એ રીતે ખાંડથી ચાર હજાર ગણી મીઠી સેકેરિનની શોધ થઈ.

બલ્કર્ક : ઘેર આવી મીસિસ બલ્કર્કની માફી માગી.

દિલીપ : આપી ખરી કે ?

બલ્કર્ક : એવું ન પૂછીએ છોકરા ચાલ સાહેબજી.

પાશ્ચર : હા, મેં શોધેલું જંતુઓનું જગત.

દિલીપ : ક્ષય, ટાઈફોઈડ, કોલેરા, પ્લેગ, હડકવા જેવા ભયંકર રોગો માટે કીટાણુઓ જવાબદાર છે, એ આપે સાબિત કરેલું.

પાશ્ચર : તે પણ અકસ્માત રીતે જ. એકવાર એક ખાલી શીશી ઉપર કંઈક ડાઘા જેવું દેખાતું હતું. શું હશે તેવી શંકા જતાં, બારીક અવલોકન કરતાં એમાં હલન-ચલનની ખાત્રી થઈ. આ વસ્તુએ મને ખૂબ વિચાર કરતો કરી મૂક્યો.

દિલીપ : એનું પરિણામ અદ્‌ભુત આવ્યું. જગતને નૂતન દૃષ્ટિ મળી.

પાશ્ચર : દૂધમાં બેક્ટેરિયા નામના જંતુઓ જન્મે છે અને એમનું દહીં બને છે, તે સમજાયું. વસ્તુ સડે છે, અને એમાં લાખો નવા જંતુઓ જન્મે છે એ જોયું. પછી તો રોગના જંતુઓ નજરે ચડ્યા. એમને વધતા અટકાવવા, એમનો સંહાર કરવો ને રોગ મટાડવો, એ દિશામાં પ્રયોગો ચાલ્યા. જીવલેણ જંતુઓ સામેના યુદ્ધમાં માનવી જીત્યો.

દિલીપ : ફ્રાન્સમાં આપનું કીર્તિમંદિર પાશ્ચર ઇન્સ્ટિટ્યૂટ હજીયે આપની મહત્તા સિદ્ધ કરતું ઊભું છે.

પાશ્ચર : દિલીપ, જગતમાં એકવાર, માનવસંહારનું કારણ બનેલા યુદ્ધખોર સત્તાધીશો કરતાં, માનવકલ્યાણનું કાર્ય કરતા માનવીઓ સર્વોચ્ચ શિખરે વિરાજશે. ક્ષણભંગુર વિજય કરતાં ચિરંતન વિજયની મહત્તા માનવી સ્વીકારશે.

દિલીપ : એ સુવર્ણદિન હશે, પાશ્ચર સાહેબ.

[લુઈ પાશ્ચર જાય છે. હેનરી બેકવિરલ પ્રવેશે છે.]

દિલીપ : આપ કોણ ?

હેનરી : હેનરી બેકવિરલ. તું ક્ષ-કિરણો વિશે તો કંઈક જાણતો જ હશે.

દિલીપ : હાજી, રોન્ટજેને એ શોધ કરેલી.

હેનરી : બરાબર. એક અંધારા ઓરડામાં ક્રુક્સ ટ્યૂબમાં વીજળીનો પ્રવાહ દાખલ કર્યો. આ ટ્યૂબને કાળા જાડા પૂંઠાથી ઢાંકી દેવામાં આવી હતી. છતાં આશ્ચર્ય એ હતું કે કિરણો એ પૂંઠાની આરપાર નીકળતાં હતાં !

દિલીપ : એનું નામ પડયું એક્સ–રે. વસ્તુની આરપાર જોવાનું સાધન માનવજાતને મળી ગયું.

હેનરી : હું એ જ દિશામાં પોતાની અંદરથી પ્રકાશ ફેંકતા પદાર્થની શોધમાં હતો. એકવાર મેં એક ફોટોપ્લેઈટ જાડા કાળા કાગળમાં વીંટાળી. તેના પર યૂરેનિયમનો સ્ફટિક મૂકયો. આ પ્લેટને સૂર્યપ્રકાશમાં મૂકી, પણ હવામાન ધુમ્મસવાળું હતું. વરસાદ પડે તેવું હતું. તેથી નિરાશ થઈ પેલી પ્લેઈટ લાવીને અંધારામાં મૂકી. સૂર્યનો પ્રકાશ નહોતો, તેથી પરિણામની આશા ન હતી. પણ પ્લેઈટ ઊઘાડી જોયું તો આશ્ચર્ય ! પેલા જાડા કાળા કાગળને વીંધીને કોઈ અજ્ઞાત કિરણો પેલી પ્લેઈટ પર પડયાં હતાં !

દિલીપ : આને મેડમ ક્યૂરીએ રેડિયો એક્ટિવિટી એવું નામ આપ્યું.

હેનરી : ને જગતે એટમયુગ તરફ કદમ ઉઠાવ્યો.

દિલીપ : એ શું સારું થયું છે ?

હેનરી : એ તમારે નક્કી કરવાનું છે. દુર્જનોના હાથમાં પડેલી

સંપત્તિ દુર્ગતિ પામે છે, સજ્જનોના હાથમાં સફળતા વરે છે.

[હેનરી જાય છે. એડવર્ડ બેનેડિક્સ પ્રવેશે છે.]

એડવર્ડ : હું એડવર્ડ બેનેડિક્સ ટ્રીપ્લેક્સ સેફ્ટીગ્લાસનો શોધક.

દિલીપ : ઓહો ! આપે જ તીરાડો પડે, પણ ફૂટે નહિ એવા કાચની શોધ કરેલી કે ?

એડવર્ડ : હા, તે પણ અકસ્માતથી.

દિલીપ : કેવી રીતે ?

એડવર્ડ : પ્રયોગશાળામાં હું એકવાર કાચનાં વાસણો ગોઠવતો હતો. એક વાસણ હાથમાંથી છટક્યું અને પડ્યું નીચે. દસબાર ફૂટ ઊંચેથી પડ્યું હશે, છતાં એ ફૂટ્યું નહિ. ફક્ત તીરાડો પડેલી ! હું તો આશ્ચર્યમાં ડૂબી ગયો !

દિલીપ : હં ! પછી ?

એડવર્ડ : ધ્યાનપૂર્વક નિરીક્ષણ કર્યું. વાસણમાં નાઇટ્રો સેલ્યુલોઝનું દ્રાવણ હતું. એનું બાષ્પીભવન થતાં એ દ્રાવણનો પાતળો થર વાસણની અંદરની બાજુએ જામ્યો હતો ! ને તેથી જ એ ફૂટ્યું ન હતું.

દિલીપ : અકસ્માતથી થયેલી આ શોધે અકસ્માતથી થતી ઇજામાંથી માણસોને બચાવ્યા. મોટરોમાં આવા કાચનો ઉપયોગ થવા લાગ્યો.

એડવર્ડ : એવું છે અકસ્માતનું પરિણામ ! સમજ્યો દિલીપ ?

[એડવર્ડ જાય છે. સર એલેક્ઝાન્ડર ફ્લેમિંગ પ્રવેશે છે.]

ફ્લેમિંગ : પેનિસિલિનનું નામ સાંભળ્યું છે ને, દિલીપ ?

દિલીપ : કોણે નહિ સાંભળ્યું હોય ? ડાક્ટરોને એની શોધ

દિલીપ : મયૂર, હાથ મિલાવ.

મયૂર : કેમ ભાઈ, શું છે? મગજ ઠેકાણે તો છે ને?

દિલીપ : સંપૂર્ણ. (એનો હાથ પકડી હલાવે છે.) તેં એને બરાબર ઠેકાણે લાવી દીધું છે. વિજ્ઞાનને અને અકસ્માતને ગાઢ સંબંધ છે, એ હું બરાબર સમજ્યો.

મયૂર : કઈ રીતે?

દિલીપ : તું ગયો, ને મારી આંખો સામે ચલચિત્ર શરૂ થયું. એક પછી એક વિશ્વના મશહૂર વૈજ્ઞાનિકોએ આવીને સમજાવ્યું, કે એમણે મેળવેલી સિદ્ધિ એકાદ સુખદ અકસ્માતને આભારી હતી.

મયૂર : વૈજ્ઞાનિકોએ જાતે જ આવીને સમજાવ્યું? નસીબદાર, ભાઈ.

[દિલીપ ટેબલ પરનાં પુસ્તકો અભરાઈએ ચડાવતો હોય છે.]

મયૂર : એ શું કરે છે?

દિલીપ : પુસ્તકો અભરાઈએ ચડાવું છું.

મયૂર : કેમ?

દિલીપ : વાંચવાની જરૂર શી? જ્યારે કંઈ જાણવું હશે, ત્યારે આજની જેમ વૈજ્ઞાનિકો આવીને કહી જશે.

[મયૂર ખડખડાટ હસી પડે છે.]

[પડદો પડે છે.]

# ટેકરી પરનું સુંદર ઘર

[ટેકરી પર આવેલું નાનું ઘર. આસપાસ મજબૂત વાડ છે; ને દરવાજો છે. ડાબી બાજુએ ઘટાદાર ઝાડ છે. રાત વીતવા આવી છે.]

જુવો ટેકરી પણે મઝાની
તે પર નાનું ઘર,
આજુબાજુ એની ઊભી
વાડ કેવી સુંદર !
નાનકડું વાહ ઘર !

[દેડકાભાઈ આવે છે.]

એક દિવસ એક દેડકભાઈ
ફલાંગ દેતા આવ્યા ત્યાંઈ,

થયા જોઈ ઘર ખુશી ખુશી,
મીઠું બોલ્યા હસી હસી.

દેડકો : ટેકરી ઉપર આવેલા,
વાડની વચ્ચે બાંધેલા,
ઘરમાં રહે છે કોણ ?
બોલો, ઘરમાં રહે છે કોણ ?

વાર્તાકાર : જવાબ કોઈ આપે નહીં,
સામો પડઘો આવે તહીં.
કમાડ ખોલી અંદર જાય,
પણ ત્યાંયે ના કો દેખાય.

[અંદર ડોકિયું કરે છે.]

દેડકો : વાહ ભાઈ વાહ !
આ તે કેવું અહા અહા !
મારા વિના બીજું કોઈ
દેખાયે ના, અચરજ ભાઈ !
ખાબોચિયા જેવું તો નહિ,
તોય રહેવામાં હરકત નહિ.
જો તો અરે !
વાસણકૂસણ અભરાઈ પરે !
ખાશું પીશું મઝા ખરે !

[દેડકો અંદર જઈ દીવો કરે
છે. ત્યાં ઉંદર આવે છે.]

વાર્તાકાર : હજી દીવો પેટાવે છે.
ઉંદરભાઈ ત્યાં આવે છે.

ઉંદર : ટેકરી ઉપર બાંધેલા,
વાડની વચ્ચે આવેલા,

ઘરમાં રહે છે કોણ ?
બોલો, ઘરમાં રહે છે કોણ ?

[ દેડકો બહાર આવે છે. ]

દેડકો : હું દેડક દૂદોજી,
તમે કોણ છો બોલોજી ?

ઊંદર : હું ઊદોજી ઊંદર,
આવું કે નહિ અંદર ?
હળી મળીને સાથે રહીશું.
એકમેકને મદદ કરીશું.
હું વીણીશ મગની દાળ,
તું વીણજે ચોખા,
રાંધી ખીચડી સુખે જમીશું,
બેઉ આપણે બોખા.

દેડકો : આવો અંદર ઊદોજી,
હું છું દેડક દૂદોજી,
ભલા એકથી બે ભાઈ.

ઊંદર : હા, ભલા એકથી બે ભાઈ.

[ બન્ને અંદર જાય છે. ]

વાર્તાકાર : ઊદોજી ને દૂદોજી બે
રહ્યા સાથમાં હેતે,
ચૂલો સળગાવીને રાંધ્યું
ખાધું પીધું ખાંતે,

[ ધીમે ધીમે સવારનું
અજવાળું પથરાય છે. ]

રાત વીતી ગઈ વાતોમાં,
ઊગ્યું નવું પ્રભાત,

કાને પડ્યો ત્યાં મરઘા કેરો
મીઠો મધુર અવાજ.

[કૂકડેકૂક કરતો મરઘો પ્રવેશ કરે છે.]

મરઘો : ટેકરી ઉપર બાંધેલા,
વાડની વચ્ચે આવેલા,
ઘરમાં રહે છે કોણ ?
બોલો, ઘરમાં રહે છે કોણ ?

દેડકો : હું દેડક કૂદોજી,
ઊંદર : હું ઊંદર ઉદોજી,
બન્ને : તમે કોણ છો બોલોજી ?

મરઘો : હું મેઘોજી મરઘો, મારે
માથે કલગી રાજે,
લીલાં પીળાં પીંછાં, મારો
સવારમાં સૂર ગાજે.
કુકરે કૂઉક, કુકરે કૂઉક.

દેડકો : ડ્રાઉં ડ્રાઉં ડ્રાઉં
ઊંદર : ચૂં ચૂં ચૂં

મરઘો : સાથ તમારી રહેવા દો,
કણ કણ દાણો ચણવા દો,
રાત વીતાવીશ આંગણમાં,
ગજવીશ ઘર હું પરોઢમાં,
કુકરે કૂઉક, કુકરે કૂઉક.

ઊંદર : આવો અંદર મેઘોજી,
દેડકો : હું હું દેડક કૂદોજી

ઊંદર : હું છું ઊંદર ઊંદોજી.

બન્ને : બે કે ત્રણમાં છે શું જી ?

ત્રણે : હાં બે કે ત્રણમાં છે શું જી ?

[મરઘો પણ અંદર જાય છે.]

વાર્તાકાર : હવે થયા ત્રણ જણ ઘર મહીં,
દેડક, ઊંદર, મરઘાભાઈ,
હસે, રમે, કોઈ ના લડે,
ત્યાં શાહૂડી આવી ચડે.

[શાહૂડી પ્રવેશે છે.]

શાહૂડી : ટેકરી ઉપર બાંધેલા,
વાડની વચ્ચે આવેલા,
ઘરમાં રહે છે કોણ ?
બોલો, ઘરમાં રહે છે કોણ?

દેડકો : હું દેડક દૂદોજી,

ઊંદર : હું ઊંદર ઊંદોજી,

મરઘો : હું મરઘો મેઘોજી.

ત્રણે : તમે કોણ છો બોલોજી ?

શાહૂડી : હું શાહૂડી શૂરી,
મારે અંગે શિહોળિયાં,
ભાલા જેવાં ભચ્ચ વાગે,
દુશ્મન મારા દૂર ભાગે,
સાથ તમારી રહેવા દો,
ચોકિયાતપણું કરવા દો.

દેડકો : ડ્રાઉં ડ્રાઉં ડ્રાઉં

ઊંદર : ચૂં ચૂં ચૂં,
મરઘો : કૂકરે કૂઉક, કૂકરે કૂઉક
ત્રણે : આવો અંદર શૂરીજી.
દેડકો : હું છું દેડક દૂદોજી,
ઊંદર : હું છું ઊંદર ઊદોજી,
મરઘો : ને હું મરઘો મેઘોજી.
ત્રણે : ત્રણની સાથે ચોથાજી,
ચારે : વાહ, ત્રણની સાથે ચોથાજી.

[ ચારે જણાં નાચે કૂદે છે. ]

વાર્તાકાર : શાહૂડીયે ઘરમાં રહી,
ચારે જણને બનતું ભાઈ,
દૂદોજી ઘંટીએ દળે,
ઊદોજી ચૂલો ચેતવે,
મેઘોજી છેડે કૂં સૂર,
રખેવાળ શાહૂડી શૂર,

ચારે : આનું નામ તે ઘર,
વાહ ભાઈ,
આનું નામ તે ઘર.

[ ઝાડીમાંથી વરૂ આવે છે. ]

વાર્તાકાર : વેળા થોડી વીતે જ્યાં,
વરૂભાઈ આવે છે ત્યાં.
લુચ્ચી એની આંખો છે,
ભૂખ પેટમાં લાગી છે.
દરવાજાને ધક્કો દીધો.

તોય ઊઘડ્યું નહિ,
ઊંચી વાડ શક્યું ના કૂદી,
બોલ્યું પાસે જઈ.

વરુ : ટેકરી ઉપર બાંધેલા,
વાડની વચ્ચે આવેલા,
આ ઘરમાં રહે છે કોણ ?
બોલો, ઘરમાં રહે છે કોણ ?

[ બારણામાં દેડકો, ઊંદર, મરઘો શાહૂડી આવી જવાબ આપે છે ]

દેડકો : હું દેડક કૂદોજી,
ઊંદર : હું ઊંદર ઊંદોજી,
મરઘો : હું મરઘો મેઘોજી,
શાહૂડી : હું શાહૂડી શૂરી,
દુશ્મનને પડીશ પૂરી,
બધા : તમે કોણ છો બોલોજી ?
વરુ : હું વરુ, નામ વાઘોજી.
દાંત ઝીણા ને ન્હોર મઝાના,
ફાડી ખાઉં આખાજી.

બધા : છી છી છી, છી છી છી,
દેડકો : આવી વાત ના કરશોજી,
ઊંદર : ઘરે કામ શું કરશોજી ?
મરઘો : કહો વરુભાઈ વાઘોજી ?
વરુ : દેડક પકડું, ઊંદર ખાઉં,
મરઘાનેયે મારી ખાઉં,

શાહૂડીને કરતો ચાઉં,
હું વાઘોજી ખાઉં ખાઉં.

બધા : છી છી છી.

દેડકો : ડ્રાઉં ડ્રાઉં ડ્રાઉં,

ઊંદર : ચૂં ચૂં ચૂં

મરઘો : કુકરે કૂઉક.

શાહૂડી : ચાલ્યો જા એ પાપી વરૂ,
ભારે ઉદ્ધત લુચ્ચું ખરું.

દેડકો : દરવાજો છે બંધ અમારો,
વળી વાડ છે ઊંચી,

ઊંદર : શાહૂડીનાં શિહોળિયાં,
જાશે શરીરમાં ખૂંચી.

મરઘો : જા ઝટપટ.

શાહૂડી : આઘો હટ.

[ વરૂ જરા દૂર ખસી વિચારે છે. ]

વાર્તાકાર : વરૂ પડ્યું કંઈ વિચારમાં
જો હોત લોંકડી પાસે,
રસ્તો શોધી ઘૂસત ઘરમાં,
હું પણ એની વાંસે.
ત્યાં સામે દેખાયે છે,
એક લોંકડી આવે છે.

[ લોંકડી આવે છે. ]

વરૂ : સંભાર્યાં'તા હમણાં અમે,
ત્યાં સામેથી આવ્યા તમે.

લોંકડી : જો આ ઘર,
રીંછ : છે સુંદર !
વરુ : જોવા જેવું તો અંદર.
લોંકડી : દૂદોજી ઘંટીએ દળે,
વરુ : ઊંદોજી ચૂલો ચેતવે,
લોંકડી : મેઘોજી છેડે છે સૂર,
વરુ : રખેવાળ શાહૂડી શૂર.
લોંકડી : ભાત ભાતનાં ભોજન છે,
રીંછ : મોંમાં પાણી આવે છે.
વરુ : તો ચાલો ધક્કો મારીને
ઉઘાડી દો દરવાજા,
લોંકડી : ઘરમાં પેસી ભાવે કરશું
ભોજન તાજાં તાજાં.
ત્રણે : ત્રણે થઈશું તાજાં માજાં.

[ત્રણે દરવાજા નજીક આવે છે.]

વાર્તાકાર : રીંછ આગળ ચાલે છે,
વરુ લોંકડી પાછળ છે.
આવી ઊભા દરવાજે,
રીંછોજી મોટે ગાજે.
રીંછ : ટેકરી ઉપર બાંધેલા,
વાડની વચ્ચે આવેલા,
આ ઘરમાં રહે છે કોણ ?
બોલો, ઘરમાં રહે છે કોણ ?

[દેડકો, ઊંદર, મરઘો, શાહૂડી ચારે જણાં
બારણામાં આવી જવાબ આપે છે]

દેડકો : હું દેડક દૂદોજી,
ઉંદર : હું ઉંદર ઉદોજી,
મરઘો : હું મરઘો મેઘોજી,
શાહૂડી : હું શાહૂડી શૂરી,
દુશ્મનને પડીશ પૂરી.
ચારે : તમે કોણ છો બોલોજી ?
રીંછ : મને ઓળખ્યો શું નહિ ?
હું રીંછ રીંછોજી.
વરુ : હું વરુ વાઘોજી.
લોંકડી : હું લોંકડી લાખોજી.
રીંછ : ઝટ બારણાં ખોલોજી,
ત્રણે : ભૂખ પેટમાં લાગી,
અમને ભૂખ પેટમાં લાગીજી.
દેડકો : ના રે ના, અહીંયાંથી જાવ.
ઉંદર : અંદર આવી મારી ખાવ.
ચારે : નહીં ઉઘડે દરવાજા,
આ નહીં ઉઘડે દરવાજા.
લોંકડી : સીધી વાતે સમજે નહિ,
દરવાજો એમ ઉઘડે નહિ.
દો જોરથી ધક્કો ભઈ,
હાં દો જોરથી ધક્કો ભઈ.

[ વરુ ને રીંછ ધક્કો મારવા લાગે છે. ]

વાર્તાકાર : ખૂમખરાડા પાડે છે,
ધક્કામુક્કી ચાલે છે.

રીંછોજીએ દીધી ભીંસ,
વરૂ પિસાયું, પાડી ચીસ.
'વોય બાપલિયા મરી ગયું.'
રડતું. રડતું નાસી ગયું.

શાહુડી : જાય વાઘોજી નાઠા,
મરઘો : એ જાય વાઘોજી નાઠા.
દેડકો : ડ્રાઉં ડ્રાઉં ડ્રાઉં,
ઊંદર : ચૂં ચૂં ચૂં.
મરઘો : કુકરે કૂઊક.

[ લોંકડી દૂર ઊભી રહી રીંછને ચડાવે છે.

લોંકડી : રીંછોજી, મનમાં શું ડરો ?
હોય તેટલું જોર કરો,
હાં, હોય તેટલું જોર કરો.

[ રીંછ કમાડ તપાસી જુએ છે.

રીંછ : અહીંયાં જોર તણું નહિ કામ,
દરવાજો નહિ ઊઘડે આમ.
મહીં દીસે છે એક તરાડ,
પંજો નાખી ચીરું ફાડ,
તોડી પાડું પછી કમાડ.

[ રીંછ તરાડમાં હાથ નાખે છે.

વાર્તાકાર : રીંછોજીએ પંજો નાખ્યો,
વોય બાપરે! કોણે ઝાલ્યો ?
પંજો પાછો આવે નહીં,
સજ્જડ પકડાયો છે મહીં.
અંદર ખૂંચે શિંડોળિયા,

થાય રીંછોજી શિયાવિયા.

[ રીંછ દૂર ઊભેલી લોંકડીને બોલાવે છે. ]

રીંછ : લાખોજી ઓ લાખોજી,
સપડાયો છું આખો જી.
આવો જોર કરીને તાણો,
નહિ તો મરવાનો છું જાણો.

[ લોંકડી નજીક આવતી નથી. ]

વાર્તાકાર : લોંકડી નજીક આવે નહિ,
જુએ તમાશો, ભારે થઈ !
ડાળ ચડી મેઘોજી જુએ,
રાડ પાડી રીંછોજી રુએ.

[ મરઘો ઝાડની ડાળીએ જોવા માટે ચડે છે. ]

મરઘો : કુકરે કૂઊક કુકરે કૂઊક
ચોર ઝલાયો કુકરે કૂક.
તાવેથો લઈ આવો જૂનો,
નાકે ડામ દઉં હું ઊનો.

શાહૂડી : દોડો દેડક દૂદોજી.
દોડો ઊંદર ઊદોજી,
રેડો પાણી ગરમ ગરમ,
રીંછોજી થાય ઘેંસ નરમ.

[ રીંછના ડિલ ઉપર ઊનું પાણી રેડાય છે ]

વાર્તાકાર : ઊનું પાણી ડિલે અડયું
નાકે મોંએ એવું પડયું
દાઝી ઊઠયા અંગેઅંગ
રીંછોજી હાર્યા છે જંગ.

ખેંચ્યો પંજો જોર કરી,
થાય અચાનક છૂટો જરી;
જીવ લઈને નાસી જાય,
આપલિયા બીજું શું થાય?

[રીંછ નાસી જાય છે, તેથી ઝાડ
પર મરઘો ખુશી થઈ નાચે છે.]

મરઘો : કુકરે કૂઊક કુકરે કૂઊક,
જાય રીંછોજી નાઠા;
એ જાય રીંછોજી નાઠા.

વાર્તાકાર : ફુલાઈને થયા ફાળકો,
મરઘાભાઈ તો એવા!
કુકકુક બોલે, કલગી ડોલે,
નાચે જોયા જેવા!

[લોંકડી ઝાડ હેઠે આવે છે.]

લોંકડી નજીક આવે છે,
મીઠે સાદે બોલે છે.

લોંકડી : ટેકરી ઉપર બાંધેલા,
વાડની વચ્ચે આવેલા;
ઘરમાં રહેતા મેઘોજી,
જંગે બ્હાદુર જોદ્ધોજી.
રાતી કલગી, સોનાં પીછાં,
એને મળવા મુજને ઇચ્છા.

મરઘો : વખાણ મારાં કોણ કરે?

લોંકડી : વાહ મેઘોજી સુંદર ખરે!
આવો નીચે ધરતી પરે.

મરઘો : ના રે ના, મનમાં છે બીક,
અહીંથી દેખાઓ છો ઠીક.

લોંકડી : શાને રાખો અમથી બીક ?
રૂપ રૂપના છો અંબાર,
સૂર તમારો મધની ધાર,
ઊડો જ્યાં ફફડાવી પાંખ,
દૂર દિશામાં માંડી આંખ,
ત્યારે જાણે પંખીરાજ,
ગરુડરાજ !

ઘરઘો : કોના જેવો કહ્યો મને ?
ના સાંભળ્યું, ફરી કહે.

લોંકડી : ઉતાવળે નહિ બોલું હું,
આવ, કાનમાં પછી કહું.

[ મરઘો નીચે આવે છે. લોંકડી પકડી લે છે.]

વાર્તાકાર : વખાણ પોતાના સાંભળવા
મરઘો નીચે આવે,
તરાપ મારી પકડે ગરદન
જુઓ લોંકડી ફાવે.

[ મરઘો બૂમાબૂમ કરી મૂકે છે

મરઘો : દોડો દેડક હદોજી,
દોડો ઊંદર ઊદોજી.
આવ શાહૂડી શૂરી,
લોંકડીને પડ પૂરી.
પંજામાં પકડાયો છું,
છોડાવો સપડાયો છું.

[ શાહૂડી બહાર દોડી આવે છે

વાર્તાકાર : શાહૂડીએ ચીસ સાંભળી,
ઝટપટ દીધી દોટ,
શિહોળિયાથી સજ્જ થઈ ને
સજ્જડ લીધી ચોટ.
ભાલા જેવું શિહોળિયું,
ગયું શરીરે પેસી,
મેઘોજીને હેઠે નાખી
જાય લોંકડી નાસી.

[લોંકડી નાસી જાય છે.]

જીવ લઈ ને નાસી જાય,
બાપલિયા બીજું શું થાય ?

[દેડકો, ઊંદર મરઘાભાઈની નજીક દોડી જાય છે.]

દેડકો : કહો કેમ છે મેઘોજી ?
મરઘો હવે ઠીક છે, દૂદોજી.
ઊંદર : કેમ કરી સપડાયા જી ?
મરઘો : સજા મળી છે, ઊંદોજી,
વાંક બધોયે મારોજી,
વખાણ સુણવા લોભી થયો,
ધુતારાને પંજે પડ્યો.
હૂડી : હવે દુ:ખ એ ભૂલી જાવ,
સો સાથે સુખથી લ્યો લ્હાવ.
ખેલો કૂદો મજા કરો.
હરો ફરો, કોથી ના ડરો.
વાર્તાકાર : ટેકરી ઉપર બાંધેલા,
વાડની વચ્ચે આવેલા,

આ ઘરમાં રહે છે કોણ ?
બોલો ઘરમાં રહે છે કોણ ?

દેડકો : હું દેડક ડૂદોજી,

ઊંદર : હું ઊંદર ઊદોજી,

મરઘો : હું મરઘો મેઘોજી,

શાહૂડી : હું શાહૂડી શૂરી
દુશ્મનને પડીશ પૂરી.

[ બધા ભેગા મળી નાચે છે. ]

બધા : વાહ ભાઈ ! વાહ !
વાહ ભાઈ ! વાહ !
અહા ! અહા !
વાહ ભાઈ વાહ !

[ પડદો પડે છે. ]

## સત્યની શોધમાં

[ ભયંકર અરણ્યનો એક ભાગ. એક ઝાડના થડ પાસે નીતુ બેઠો છે એની પાસે ટિફિન પડયું છે; ને નજીકમાં ભરેલી બંદૂક. હસુ ઊભો થાય છે. ]

હસુ : જો નીતુ, પેલા આવતા લાગે છે. હું હવે દૂર ખસી જાઉં. તું આ ક્ષુધાતુરં ત્રિમૂર્તિને કહી દેજે, કે આ રોટલામાંથી તમને બટકુંયે આપી શકાય એમ નથી. એમ કરવા જતાં અમારે ભૂખે મરવું પડે. અમે એમ કરવા તૈયાર નથી.

નીતુ : બિલકુલ તૈયાર નથી.

હસુ : ને પછી જોજે કે વિશ્વની આ ત્રણ મહાન વિભૂતિઓ— પ્રધાનજી, બાવાજી અને કવિરાજ રાજકારણ, ધર્મ અને કાવ્ય મૂકી, કયાં ફૂદકો મારે છે.

નીતુ : ભૂખમરાના ભૂખરા મહાસાગરના અતલ ઊંડાણમાં.

હસુ : ઊંડાણમાંથી કયું રત્ન લઈ આવે છે એ જોઈએ.

નીતુ : ભલે. હસુભાઈની જેવી ઇચ્છા. કલિયુગે તવ ઇચ્છા બલીયસિ.

હસુ : તો ત્યારે હવે અલવિદા.

નીતુ : સલામાલેકુમ.

[ હસુ હસતો હસતો જાય છે. ત્રણ વંદનીય મહાનુભાવો પ્રવેશે છે. એક છે રાજકારણી પુરુષ પ્રધાનજી, બીજા છે

ધર્મપ્રવર્તનશીલ બાવાજી ને ત્રીજા છે કાવ્યોદધિમાં ઊછળતા કવિરાજ. ઢીલાં શરીર અને વીલાં મોઢાં એમની ઉપવાસી સ્થિતિ દર્શાવે છે.]

નીતુ : (હાથ જોડી) નમસ્તે મહાનુભાવો, નમસ્તે.

કવિરાજ : નમસ્તે ભાઈ.

બાવાજી : જય સિયારામ.

પ્રધાનજી : જય, જય.

નીતુ : કેમ કવિરાજ, આનંદ છે ને?

કવિરાજ : આનંદ છે! પરમાનંદ છે!

નીતુ : ત્યારે તો બહુ સારું. આ ઝરણાંનો કલરવ, આ વૃક્ષ-ઘટાની ભવ્યતા અને પેલા ઊંચા ઊંચા ગિરિશિખરોની રમણીયતા તમને ભૂખના દુઃખનું સ્મરણ પણ થવા નહિ દે.

કવિરાજ : એવું તે હોય, નીતુભાઈ.

નીતુ : કેમ દૃષ્ટિપથે ભૂખમરો જોઈ, અકળાઈ તો નથી ગયા ને?

કવિરાજ : ના રે ના.

નીતુ : (પ્રધાનજીને) ને તમે તો પ્રધાનજી, આ સુંદર અરણ્યની સીમાઓ બાંધવામાં અને બહુલક્ષી યોજનાઓ ઘડવામાં ગૂંથાયા હશો. પછી ખાવા-પીવાનું ક્યાંથી સાંભરવાનું હતું?

પ્રધાનજી : (ગંભીર રહી) સાચું.

નીતુ : ટૂંકા પ્રત્યુત્તર અને ગાંભીર્ય મુસદ્દીગીરીનાં લક્ષણો છે. પણ ચાલો, તમારા બેની ચિંતા તો ટળી ગઈ. હવે રહ્યા આપણા સીતારામ બાવાજી.

બાવાજી : (ચમકતા) હાં જી!

નીતુ : તમારી તો મને ચિંતા જ નથી. આટલા વર્ષ સુધી

રામજીને નામે આરોગવામાં બાકી રાખ્યું નથી. તે હવે વાગોળ્યા કરો.

બાવાજી : ક્યા હમ ભેંસ હૈં ?

નીતુ : દેખાવે તો ખાસ કાંઈ બીજા હો એવું લાગતું નથી. તમે હવે રામજીની સાચી સેવામાં લાગી જાવ.

બાવાજી : બહુત અચ્છા.

નીતુ : કવિરાજ, લો આ કાગળ પેન્સિલ. તમારા આત્મામાં ઉદ્ભવતા ઝંઝાવાતો વાયુમાં તણાઈ જાય તે ઠીક નહિ.

કવિરાજ : (લેતા) લાવો.

નીતુ : આ અરણ્યનિવાસ દરમિયાનથી કાવ્યકૃતિઓ કોઈ અદ્ભુત સર્જન હશે, એવી આશા રાખું છું. ભૂખના દુઃખમાંથી કાવ્ય જન્મે છે કે નિષ્ક્રિયતા એ જોઈએ.

કવિરાજ : ઈશ્વરેચ્છા.

નીતુ : (નકશો આપતાં) ને તમને આ પ્રદેશનો નકશો ભેટ, પ્રધાનજી. એના સીમાડા ફેરવવામાં તમારો સમય ઝડપથી વહી જશે. કદાચ ઘર તરફ પાછા ફરવાનું સદ્ભાગ્ય મળે, તો તમારી યોજનાઓ અમલમાં મૂકવાનું બની શકશે.

પ્રધાનજી (લેતાં) ભલે લાવો.

નીતુ : બાવાજી, જડ-ચેતનમાં પ્રભુનો વાસ છે, તે આપ પૂજ્યા કરો. કહો તો પેલી કાળી માટીનો ટોપલો ભરી આપું. એના પાર્થિવેશ્વર સરસ બનશે.

આવાજી : હમ લે લેગા.

નીતુ : એથી સારું બીજું શું ! અહીં કયો ભગત તમારી સેવા ઉઠાવવા આવે તેમ છે ?

કવિરાજ : પણ ભાઈ, એક પ્રશ્ન.

નીતુ : ગહન ?

કવિરાજ : ના. સાવ સરળ. આ જુલ્મ શા માટે ?

પ્રધાનજી : બરાબર છે. કયા હેતુસર આ કરી રહ્યા છો ?

બાવાજી : હાં ઇસસે ફાયદા ક્યા ?

નીતુ : તમારો પ્રશ્ન યોગ્ય છે. તમે જાણો છો કે આપણે પાંચે જણ, તમે ત્રણ અને અમે બે, આ અરણ્યમાં ભૂલા પડયા છીએ. અહીં કેટલા દિવસ કાઢવાના છે, તે આપણે જાણતા નથી. હવે જો આ ટિફિનમાંનો ખોરાક તમને આપીએ, તો અમારે ભૂખે મરવું પડે. અમે એમ કરવા જરા પણ તૈયાર નથી.

કવિરાજ : આપણે વહેંચીને ખાઈ ન શકીએ ?

નીતુ : વહેંચીએ તો લાંબું ચાલે નહિ. ત્રણ ચાર દિવસમાં ખલાસ થાય, ને અમારે ભૂખમરો વેઠવો પડે. એટલે તો આ બંદૂક લઈને બેઠો છું. તરાપ મારી, કે ઠાર કર્યા સમજજો.

કવિરાજ : અમારે ક્યાં એવું કંઈ કરવું છે.

પ્રધાનજી : જેના હાથમાં હથિયાર, એની શરણાગતિ અમે સ્વીકારી લઈએ.

બાવાજી : અપને તો બાવા, સબ રામજીકી માયા, તુમને ખાયા વહ હમને હી ખાયા બરાબર હૈ ના ?

નીતુ : બસ ત્યારે, આટલું સમજીને ચાલશો તો આપણી વચ્ચે મારામારી થવાનો પ્રસંગ નહિ આવે.

કવિરાજ : આપણે તો મિત્રો જ રહીશું.

પ્રધાનજી : અમે શત્રુને પણ અમારા મોંએ શત્રુ કહેતા નથી, તો પછી તમને શાના કહીએ ?

બાવાજી : સબસે હિલમિલકે ચલને મેં હી મઝા હૈ, દોસ્તો.
તુલસી ઈસ સંસારમેં ભાંત ભાંત કે લોગ;
સબસે હિલમિલ ચાલીએ, નદી નાવ સંજોગ.

નીતુ : તમારી વાણી સાંભળી મને આનંદ થયો. ભૂખમરાના મોંમાં પણ તમે તમારું સૌજન્ય જાળવી રહ્યા છો, તે પ્રશંસનીય છે. તમે હવે મુક્ત છો. આ અરણ્ય તમારું છે. એના સૌન્દર્યનું રસપાન કરો. પધારો.

[ ત્રણે જણા જાય છે. હસુ પ્રવેશ કરે છે. ]

હસુ : સૌન્દર્યનું પાન કરો. ભૂખ્યા પેટે. વાહ ભાઈ, મને તો હતું, કે ભૂખના માર્યા તારા પર હલ્લો તો નહિ કરે ?

નીતુ : આ દેશના માણસોનું એક ભારે સુખ છે. ટાંગા ઘસડી મરી જશે, પણ હલ્લો નહિ કરે.

હસુ : બાવાજી ઊછળ્યા હોત, તો બંદૂક બંદૂકડી બની જાત.

નીતુ : ઊછળે ક્યાંથી ? પગમાં જોર હોય તો ને ? પણ હસુ, તને દયા નથી આવતી ?

હસુ : આપનું દિલ તો દયાથી ઊભરાઈ જતું હશે.

નીતુ : એ તો ઠીક, પણ જો આ ત્રણમાંથી એકાદ ભૂખે મરી ગયો....

હસુ : કોઈ મરે એમ નથી. બે જણા તો પાડા જેવા છે.

નીતુ : પણ પેલા સૂક્ષ્મદેહી કવિરાજ ? લાખો મરજો, પણ લાખોના દિલની વાત ગાનારો ન મરજો.

હસુ : એમને સાચવી લઈશું. આગળ જોયું જશે. હમણાં તો જોઈએ, શું કરે છે ?

નીતુ : આ આવે સામેથી.

હસુ : ઉઠાવ ટિફિન, પેલા ઝાડની પાછળ સંતાઈ જઈએ.

નીતુ : ચાલો.

[ હસુ, નીતુ જાય છે. ત્રણે મહાપુરુષો ધીમે પગલે ચિંતાતુર વદને પ્રવેશ કરે છે. ]

પ્રધાનજી : બાવાજી ?

બાવાજી : ક્યા કહા ?

પ્રધાનજી : કવિરાજ ?

કવિરાજ : બોલો પ્રધાનજી.

પ્રધાનજી : અહીં આવો. બેસીએ. (ત્રણે બેસે છે.) બોલો, તમારી શું સ્થિતિ છે ?

કવિરાજ : મારી કલ્પનામાં ડુંગળીના દડા ઊછળતા દેખાય છે.

બાવાજી : મેરી રસના રોટીકી આરાધના કર રહી હૈ. (ગાય છે.)

રટો મેરી રસના રોટી રોટી,
ઓર સબ બાતેં ખોટી ખોટી.

પ્રધાનજી : તમારી વાત સાચી છે. રાજખટપટમાં પડવાને બદલે મને પણ રોટલાની ખટપટમાં પડવું વધારે ગમે છે. આપણે કોઈ યોજના ઘડવી જોઈએ. આમ બેસી રહ્યે કંઈ જ વળવાનું નથી.

કવિરાજ : પણ કરીશું શું ? પ્રશ્નોપનિષદ હજીયે સનાતન છે.

બાવાજી : હાં. કરેંગે ક્યા ? કોઈ ઈલાજ બતાવો.

પ્રધાનજી : ઈલાજ તો હમણાં બતાવું, પણ.......

કવિરાજ : જલદી કરો. પેટ પાતાળે પહોંચ્યું છે.

બાવાજી : ઈસ શરીરમેં હૈ ક્યા ? હાડચામકા બના હુવા ખોખા હૈ. (ગ.તે)

સાંઈ, તેરા તન તંબૂરા ખડા,
કે હાડચામસે મઢા.

(શરીર પર ટપાકો પાડી) તંબૂર ભી ખોખરા, અબ બજતા ભી નહી.

પ્રધાનજી : એટલે જ કહું છું કે બાવાજી, કમર કસો.

બાવાજી : મગર કમર કસકે કરના ક્યા ?

પ્રધાનજી : તમે ખડતલ છો, પહેલવાન છો, કૂસ્તીબાજ છો, મલ્લ છો.

બાવાજી : બાત તો ઠીક હૈ.

પ્રધાનજી : ધારો તો એક ઘાએ બે ટુકડા કરી નાખો.

બાવાજી : દો ટુકડા!

પ્રધાનજી: હા, ટિફિન પર તુટી પડો. તાકાત કોની છે, કે તમને રોકી શકે ?

બાવાજી : મગર બંદૂક ?

પ્રધાનજી : બંદૂક બની જશે બંદૂકડી.

બાવાજી : ન બની તો ?

પ્રધાનજી : મરશો, બીજું શું ? ભૂખના દુઃખમાંથી તો બચશો.

બાવાજી : નહીં ભાઈ, બિના મોત મરના અચ્છા નહીં. હમારે સે વહ નહીં બન સકેગા. હમ બાવા લોગ કો ક્યા ? ભગતી કરના. રામજી ખિલાવે વો ખાના. જય સિયા-રામ. યહ સબ તેરી માયા હૈ.

પ્રધાનજી : (નિરાશ થઈ) ઠીક ત્યારે, મરો ભૂખે. તમારો શો

વિચાર છે, કવિરાજ ?

કવિરાજ : મારાથી આમાંનું કશું નહિ બને.

પ્રધાનજી : કેમ ? ધબ્બ ઢાળી દેતી બંદૂક નજરે પડી ?

કવિરાજ : હૂમલો, આક્રમણ, લૂંટફાટ આ સૌ જંગલી પ્રકારો છે. સુસંસ્કૃત માનવીને હાથે એમાંનું કંઈ ન બને. કિં બહુના સુજ્ઞેષુ ?

બાવાજી : તો પ્રધાનજી, તુમ ક્યોં આગે નહિ બઢતે ?

પ્રધાનજી : પ્રધાન શેતરંજ રમે પ્યાદાથી.

બાવાજી : હમ તુમારે પ્યાદે, ઔર તુમ ખેલનેવાલે ! જય સિયારામ ! જય સિયારામ !

કવિરાજ : સાચું છે બાવાજી. સનાતન કાળથી, માણસ બીજા માણસને પ્યાદું બનાવીને જીવનની શેતરંજ રમતો આવ્યો છે.

બાવાજી : જય સિયારામ ! જય સિયારામ !

પ્રધાનજી : પગમાં થોડી ઘણી શક્તિ છે, એટલે આ ફિલસૂફી સૂઝે છે. પેટમાં પગ વાળીને સૂવું પડશે ત્યારે ખબર પડશે.

બાવાજી : અબ ક્યા કમી રહી હૈ ?

કવિરાજ : બધું જ સમજાઈ ગયું છે. ગાઢ તિમિરમાં તેજનું વર્તુલ દોરાય છે. એ વર્તુલ રોટીનું સ્વરૂપ લેશે કે મૃત્યુના પાશનું એ જોવાનું રહ્યું છે.

બાવાજી : ભૂખકા દુઃખ બડા ભારી હૈ.

કવિરાજ : પ્રેમાનંદજી સુદામાના પત્નીને મોઢે કહેવરાવે છે.

'એ જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે,
' માગે બાળક લાવો અન્ન, લાગું પાયજી રે.'

બાવાજી ; ખાનાપીના નહીં મિલતા, તો સાધુ ક્યોં બનતે? અન્નકૂટકી આરાધના હૈ જિંદગી.

પ્રધાનજી : ભૂખ્યું પેટ હોય ત્યાં સત્તા કે સંપત્તિ શા કામનાં?

કવિરાજ : રણમાં પાણીને બદલે મળેલા રત્ન જેવાં નકામાં.

બાવાજી : સચ્ચા માલપૂઆ.

પ્રધાનજી : હવે તો કલ્પનામાં જ ખાવાના રહ્યા.

બાવાજી : રામજીકી ઇચ્છા.

પ્રધાનજી : એક બે દિવસમાં આટલું બોલવાનીયે શક્તિ રહેવાની નથી.

કવિરાજ : મારી આંખે તો અત્યારથી જ અંધારાં આવવા માંડયાં છે.

બાવાજી : મેરે પેટમેં મુરઘા બોલ રહા હૈ. કૂકરે કૂઊક....

કવિરાજ : કેવું જગત છે પ્રધાનજી? ખોરાક છે, ખાનાર છે, કોઈ ખવરાવનાર નથી.

બાવાજી : રોજ છપ્પન ભોગ લગાતે થે. આજ એક ભોગ ભી મિલતા નહિ.

પ્રધાનજી : માનવતા ક્યાં છે માનવતા? સહુને પોતાનું પેટ ભરવું છે. એ ભરાય એટલે બસ. કેટલા ભૂખે મરે છે, એની કોને પડી છે? સત્તાશીલ અને સંપત્તિવાન અકરાંતિયા બની આરોગે છે, લાચાર અને દીન ભૂખે પેટે મરે છે.

કવિરાજ : આવી છે સામાજિક અસમાનતા, પ્રધાનજી. કોયલ અને બુલબુલના ટહુકા સાંભળ્યા ને ગીતોમાં ગાયાં. પણ ભૂખ્યા પેટની વેદનાના ચિત્કાર કાને ન પડચા. આજે સમજાય છે, કે એ ટહુકાના આનંદનો અનુભવ

અન્નને આભારી હતો.

બાવાજી : સબને ખિલાયા ઓર હમને પેટ ભરકે ખાયા. મનમેં આયાભી નહિ, કે કોઈ ભૂખા-નંગા હોગા. આજ સમજમેં આયા કે ખાનેમેં નહિ, ખિલાનેમેં મઝા હૈ. જય સિયારામ, જય સિયારામ.

[ હરિજનના વેશમાં હસુ પ્રવેશે છે. માથે ભાતાનો ડબ્બો છે ]

હસુ : જય સિયારામ, બાપજી,

બાવાજી : ઓહોહો ! ભગત, આઇયે, આઇયે. ખુદ રામજીને તુમકો ભેજે હૈં.

હસુ : ચ્યમ બાપા ? ભૂલા પડચા લાગો સો ?

પ્રધાનજી : હા, ભાઈ. ત્રણ દિવસથી ભૂલા પડીને ભટકીએ છીએ.

હસુ : કામ કરતાં ભૂલા પડચા ?

કવિરાજ : શોધમાં નીકળ્યા હતા.

હસુ : શાની ?

કવિરાજ : સત્યની ?

હસુ : હેં ! ભારે મોટું મહાભારત કામ ? તે પછી જડયું ?

કવિરાજ : હાં રે ! બરાબર જડી ગયું.

હસુ : શું ?

કવિરાજ : જિંદગીમાં સત્ય એક જ છે, અને તે રોટલા.

પ્રધાનજી : બરાબર.

બાવાજી : સચ્ચી કહી.

હસુ : શું કયો છો, બાપજી ?

પ્રધાનજી : સાવ સાચું. ભુખ્યા પેટે રાખવામાં આવે, તો આ

સત્ય સહેલાઈથી સિદ્ધ થાય છે.

હસુ : સાચી વાત બાવાજી ? આ બે ભઈ કે છે ઈ સાચું ? તમે સાધુ મારાજ શું કયો છો ?

બાવાજી : બાત બરાબર સચ્ચી હે, ભગત. અન્ન હી જીવનકા સચ્ચા અવલંબન હૈ. વોહી પરબ્રહ્મ હૈ. ઔર સબ કુછ ભ્રમ હે.

હસુ : તમને ભારે ગનાન થીયું, મારાજ!

બાવાજી : સૂનો. હમ તીન મૂરતિ હે. યે પરધાનજી હે, બડે લોગ હે. વો કવિરાજ હે, બઢિયા કવિતા લિખતે ગાતે, સૂનાતે હેં. હમ હેં રામજી મંદિરકે બડે સાધુ. હરિભજન કરતે હેં. હમારે સાથ દુસરી દો મૂરતિ ભી હેં.

હસુ : વો કયાં ગીયા સે ?

બાવાજી : ઈધર ઉધર ટહેલતે હોંગે. હમ કલ યે જંગલમેં ઘૂમને આયે થે. સાથ પાંચ આદમીકે લિયે કાફી ખાના થા, ભૂલે પડ ગયે. તો વો દોનોં, હમારા ખાના લે ગયે. ઔર હમકો ભૂખા રહેના પડા.

હસુ : અરરર ! કાંઈ વીતી સે માથે ! દખનાં ઝાડ ઊગ્યાં સે !

બાવાજી : તીન દિન હૂવે, કુછ ખાયા નહિ.

હસુ : પેટમાં આગ લાગી હશે ?

બાવાજી : કુછ ભી મિલે, તો હજમ કર ડાલું.

પ્રધાનજી : તારી પાસે છે કાંઈ, ભાઈ ?

કવિરાજ : હોય તો તું જ અમારો તારણહાર.

બાવાજી : હાં, તુમ હી સાક્ષાત રામચંદરજી.

હસુ : ( અચકાતો ) છે તો ખરું પણ....

પ્રધાનજી : પણ શું ? બોલ ભાઈ, બોલ.

બાવાજી : રામજી કી દુહાઈ. બોલ ભગત, કુછ હે ?

હસુ : હું તો ઢેડો છું, માબાપ.

પ્રધાનજી : ઢેડો !

કવિરાજ : અછૂત !

હસુ : હા મારાજ, ઢેડો, અછૂત.

બાવાજી : અબ કયા કરના ?

હસુ : મારું તમારાથી નો ખવાય. અભડાઈ જવાય, બાવાજી.

પ્રધાનજી : એવું કંઈ જ નથી. આપત્તિકાલે જે દિશામાંથી સહાય આવે, તે લેવી જોઈએ. કેમ કવિરાજ ?

કવિરાજ : આ ભાઈ તો હરિજન છે, ઢેડ નહિ. આજે તો ઢેડ શબ્દને ધક્કે માર્યો છે. કેમ બોલ્યા નહિ, બાવાજી ?

બાવાજી : જય રામજી કી. યે કલિયુગમાં સબ લોગ સમાન હે. જગન્નાથપુરીમેં સબ જાતિકે લોગ સાથમેં બેઠ કર રામરોટી ખાતે હે. ભગત, જો કુછ તેરે પાસ હે, વો દે દે. ઓર તીન મૂરતિકી દુવા લે લે.

હસુ : ના મહારાજ. મારાથી તમને નો અભડાવાય. પાપ લાગે. મારે નરકમાં નથી પડવું.

[ ટબરો ખોલી હસુ ખાવા બેસે છે. ત્રણે જણા એને ઘેરી વળે છે ]

બાવાજી : દે, એક ટુકડા દે. રામજી તેરા ભલા કરેગા.

હસુ : પણ માબાપ, અભડાશો. ઢેડો છું.

કવિરાજ : ભલો થઈ ને આપ.

પ્રધાનજી : દયા કર.

બાવાજી : અબ તો રહા નહિ જાતા. દે ભગત, દે.

પ્રધાનજી : નહિ તો ઝૂંટવી લઈશું.

હસુ : (ડબરો વચ્ચે નાખી) લો તઈં ખાવ. મને દોષ નો દેજો. ખવરાવવાના પુણ્યને બદલે, મનખાદેહ અભડાવ્યાનું પાપ મારે માથે ચડાવ્યું. (ત્રણે જણાં રોટલા પર તૂટી પડે છે) મને દોષમાં નાખ્યો. રૌરવ નરકમાં પડવાના છો.

પ્રધાનજી : અત્યારે તો જાણે નરકમાંથી સ્વર્ગમાં આવ્યા હોઈએ, એવું લાગે છે.

કવિરાજ : તારા રોટલે અમને જીવતદાન આપ્યું, ભાઈ!

બાવાજી : તુમને હમારી જિંદગી બચાઈ, ભગત.

પ્રધાનજી : હાશ, હવે જીવમાં જીવ આવ્યો.

કવિરાજ : ટાઢક વળી.

બાવાજી : ચલો ભઈ, પાની પી લેં.

પ્રધાનજી : હા ચાલો ઝરણા પાસે.

કવિરાજ : હવે પાણીયે મીઠું લાગશે.

બાવાજી : ચલો, જય સિયારામ.

[ત્રણે પાણી પીવા જાય છે. નીતુ પ્રવેશે છે. હસુ માથેથી ફાળિયું ઉતારી નાખી હસી પડે છે.]

નીતુ : વેશ બરાબર ભજવ્યો!

હસુ : હા. ઢેઢનુંયે ખાઈ ગયા.

નીતુ : ભૂખનું દુઃખ એવું છે. મોટી વાતો કરતા આ મહાનુભાવો હવે સમજ્યા હશે કે ઊંઘ ન જૂવે તૂટી ખાટ, ભૂખ ન જુવે એઠો ભાત.

હસુ : કવિરાજ કવિતાને બદલે કુંડાળા કરતા થઈ ગયા હતા.

નીતુ : ને પ્રધાનજી પારકાના સિમાડા પર તરાપ મારવાને બદલે રોટીની ઝંખના કરતા બેઠા હતા.

હસુ : બાવાજી ડુંગળીના દડામાં જઈ વસ્યા હતા.

નીતુ : માણસ આટલું જ સમજે, કે સૌને પેટ પૂરતું ખાવાની જરૂર છે, તો તૃષ્ણાની વૈતરણી તરી જાય.

હસુ : પણ સૌને અકરાંતિયાં થવું છે,

નીતુ : ને બીજાને ભૂખે મારવાં છે.

હસુ : આ વાત આપણામાંનાં ત્રણ મહાનુભાવોને સમજાઈ હોય, તો સારું.

નીતુ : એ....ચાલ્યા આવે.

હસુ : મોં પર તેજી આવી ગઈ છે.

નીતુ : તારું આ ફાળિયું ને પેલો ડબરો દૂર મૂક. જરા બનાવીએ.

[હસુ બધું દૂર મૂકી પાછો આવે છે. બન્ને જણા હસતા હસતા ઊભા રહે છે. ત્રણે મહાપુરુષો પાણી પીને પાછા આવે છે.]

હસુ : આવો, મહેરબાનો, આવો.

નીતુ : પધારો. ઢેઢનુંયે ન છોડયું ?

હસુ : રોટલા કેવા લાગ્યા ?

નીતુ : મીઠાસધ, ગળ્યા સાકર.

હસુ : બિચારા ઢેઢને પાપમાં નાખ્યો !

નીતુ : કેટલો વલોપાત કરતો હતો ?

હસુ : જાતે અભડાયા એમાં એ શું કરે ?

નીતુ : પણ હવે થશે શું ? ગામમાં ખબર પડશે કે આ ત્રણે ઢેઢનું ખાધું છે, તો ?

હસુ : દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવવું પડશે.

નીતુ : બાવાજીને તો કોઈ મંદિરમાં પેસવાયે નહિ દે.

બાવાજી : હા ભઈ, બડી આફત હોગી ! અબ કરના કયા ?

પ્રધાનજી : ગામમાં ખબર પડશે તો વાંધો શો છે ?

નીતુ : કેમ, કઈ રીતે ?

પ્રધાનજી : હું જ કહીશ કે હરિજનોની સાથે જમું છું, ઊલટું માન વધશે.

કવિરાજ : અમારા કવિઓના આદ્ય કવિ નરસિંહમહેતા કયાં હરિજનને ત્યાં પ્રસાદ ન્હોતા લેતા ? મેં તો પરંપરા સાચવી છે. નવું કંઈ કર્યું નથી. સાંભળો—

હો ભાઈ, મેં તો ખાધી હરિજનની રોટી,
એ તો સ્વાદમાં જરાય ન ખોટી—હો ભાઈ,
પેટ જ્યારે માગે ત્યારે
લાગે બધું મીઠું હારે !
ભૂખ હરે એજ વાત મોટી—હો ભાઈ.
છૂત કે અછૂત વાત ખોટી—હો ભાઈ.

બાવાજી : હમ ભી હમારા રામજીમંદિર, અછૂતો કે લિયે ખુલ્લા કર દેંગે. સબ કોઈ આ સકતે હેં. જય સિયારામ !

હસુ : ખરા છો ત્રણે જણા !

પ્રધાનજી : બાકી નીતુભાઈ, આ અનુભવે આંખ ઉઘાડી નાખી હોં. સિમાડાની રાતીપીળી લીટીઓ દોરવી નકામી છે. ધરતીને વળી સિમાડા કેવા ! સરહદો કેવી ! માણસ માત્રને રોટી જોઈએ છે. શું ગોરાને કે શું કાળાને ? શું પીળાને કે શું ઘઉંવર્ણાને.

નીતુ : સાવ સાચી વાત છે.

પ્રધાનજી : ધરતીને કંઈ બાચકા ભરવાના છે? સૌને જોઈએ છે રોટલો. એમાં આ લૂંટાલૂંટ, આ જાદવાસ્થળી શા માટે? ખરું કહું છું ને, હસુભાઈ?

હસુ : બરાબર છે. યુદ્ધ રોટલા માટે હોય, સીમાડા વધારવા માટે નહિ.

પ્રધાનજી : આ મોટા રાજાઓ, ને પ્રમુખો, અંતે તો આપણા સનાતનીઓ જેવા. અહીં હું રાંધી ખાઉં, ને તું ત્યાં રાંધી ખા. મારી હદમાં આવી રોટલો ખાઇશ, તો ખબરદાર, આખો ને આખો પકાવી ખાઇશ. કેવી હીચકારી મનોદશા!

નીતુ : પૂરેપૂરી.

કવિરાજ : (આગળ આવી) અરે હાં, નીતુભાઈ, હું પણ તમને કંઈ કહેવા માગું છું.

નીતુ : પ્રેરણા આવી?

કવિરાજ : હા, કવિશ્રીની પેલી કાવ્યપંક્તિ છે ને? જીવન એ મહાકાવ્ય, લખતાં આવડે તો.

હગ : હા, તે એનું શું છે?

કવિરાજ : એ જરા ફેરવવા જેવી છે. જીવનને સ્થાને રોટલો મૂકવામાં આવે, તો જ એ સત્ય ઠરે.

નીતુ : શું કહો છો?

કવિરાજ : રોટલા વિના જીવન નહિ, જીવન વિના મહાકાવ્ય નહિ.

હસુ : એમાં જરાયે ખોટું નથી.

કવિરાજ : અને આકર્ષણ, આહ્લાદ, કાવ્યોદ્ભવ એ સર્વ

રોટલાને વશ.

નીતુ : બરાબર છે.

કવિરાજ : રોટલો એ મહાકાવ્ય; લખતાં આવડે તો.

હસુ : પરમ સત્ય પકડાયું, કવિરાજ.

[ બાવાજી આગળ આવે છે ]

બાવાજી : અબ હમારી બાત સૂનો. ભગતલોગ, તુલસીદાસજી કયા કહ ગયે હૈં ?

ભંડાર ભરપૂર રોટીકા, ઓર દ્વાર ખુલ્લે સુખદાઈ,
તુલસી એસા કીજીએ, જો ચૂવા ભી ચુનચુન ખાઈ.

અપને ભંડાર રોટીસે ભર લો, ઓર દરવાજે ખુલ્લે રખ દો. તુલસીદાસજી કહેતે હય, કે અય સંસારી લોગ, ચૂવા કોભી રોટી ચુન ચુન ખાને દો. કીસીકો ભી રોટીકા મના ન કરો. રોટી નહિ મીલતી, તો લોગ ડાકુ બનતે હૈં, બૂરે રસ્તે પર જાતે હૈં. તો ભક્તજનો, સબકે લિયે અપને દ્વાર ખુલ્લે રખો. રામજીકી વોહી સચ્ચી પૂજા હે. પ્રભુકા સ્વરૂપ રોટીસે કોઈ જુદા નહિ. ભગવાન સ્વયં હી રોટી સ્વરૂપ હે. આવો ભગતલોગ, ગાઓ હમારી સાથ.

રટો મેરી રસના રોટી રોટી,
ઓર સબ બાતેં ખોટી ખોટી.

[ બાવાજી ગવરાવે છે. બધા ઝીલે છે. પડદો પડે છે ]

# પસંદગી

[ જીવને યમના દરબારમાં હાજર કરવામાં આવે, તે પહેલાં રાખવામાં આવે છે તે ઓરડો. ચાર જીવાત્માઓ ન્યાયની રાહ જોતા ત્યાં બેઠા છે. નગરપતિ–મેયર–નંદકિશોર શર્મા નગરશેઠ ધર્મગોપાલ સાથે વાત કરી રહ્યા છે. મહંતશ્રી. આત્માનંદજી સમીપ ઊભા રહી વાતો સાંભળે છે. દૂર છેટે શ્રમજીવી કાનો બેઠો બેઠો ઝોકાં ખાય છે.]

મેયર : અહીં તો આપણે આપણો કેઈસ સ્ટ્રૉંગ–મજબૂત–બતાવવાનો છે. યમરાજને એમ લાગે કે ના, આ માણસની વાત બરાબર છે, તો બસ બેડો પાર. સીધા સ્વર્ગમાં. સમજ્યા, ધનગોપાલ શેઠ ?

શેઠ : ભાઈ, તમે રહ્યા નગરપતિ, માનવંતા મેયર નંદકિશોર શર્મા. રાજકારણની આંટીઘૂંટી તમે જાણો. યમરાજને

પણ આંટી મારી ગુંલાટ ખવરાવો. અમારું કંઈ ગજું છે ?

મેયર : અરે તમે ક્યાં ઓછા ઊતરો એમ છો ? ભૂલી ગયા ? હજી સેન્ટ્રલ ગવર્નમેન્ટની ફાઈલે તમારું મુબારક નામ મોજૂદ છે. કાળાં બજાર તો તમે જ કરી જાણ્યાં.

શેઠ : દાનધરમ કંઈ ઓછાં નથી કર્યાં. પૂછો મહંતજીને.

મહંતજી : ના નહિ પડાય. મંદિરને શેઠજીની બડી ઓથ હતી. બાર મહિને પચાસ હજાર આપતા.

મેયર : ક્યાં ઘરના દેવાના હતા ? ટેક્સમાંથી બચવા દે ચેરીટીમાં.

શેઠ : તે મારા સાહેબ, તમેય ક્યાં બાકી રાખી છે ? આ સગા હાથે તમારા ખિસ્સામાં રૂપિયા પચીસ હજારની નોટો મુકાઈ છે. ભૂલી ગયા ?

મેયર : તમને કોન્ટ્રેક્ટ અપાવ્યો એમાં તમે, કેટલો નફો કર્યો હતો એ બોલોને ?

શેઠ : ભાઈ, નફાની ક્યાં માંડો છો ? નફો થતો ન હોય, તો ધંધો કરીએ શા માટે ? અમે કમાતા હતા, તો તમે ચૂંટણીના ખર્ચને પહોંચી વળતા હતા.

મેયર : એ તો બધું અન્યોઅન્ય છે, શેઠ.

શેઠ : લીધું ને દીધું એ તો દુનિયાનો વહેવાર છે. કેમ મહંતજી ?

મહંતજી : સાચું છે, શેઠિયા. ઇસ હાથ દે, ઉસ હાથ લે.

શેઠ : પૂછો આ મહંતજીને. એમને ચોરાશી કરવી હતી, ને માથે હતી સખ્તાઈ. છતાં ઘઉંનાં ગાડેગાડાં પહોંચાડચાં હતાં; સરકારની આંખમાં ધૂળ નાખીને.

મેયર : આપણે ત્રણે જણાએ બધાની આંખમાં ધૂળ નાખવા સિવાય બીજું કર્યું છે શું ?

મહંતજી : પણ કંઈ યમની આંખમાં ધૂળ નખાશે ?

મેયર : પ્રયત્ન તો કરી જોઈએ. વાગ્યું તો તીર નહિ તો ટપ્પો.

શેઠ : તમે તમારો કેઈસ તૈયાર કર્યો ?

મેયર : અપ ટુ ડેઈટ. આ પડી ફાઈલ. મારા મૃત્યુ પછી પ્રકટ થયેલ છાપાઓમાં મને અપાયેલી અંજલિઓની બધી કાપલીઓ રાખી છે.

શેઠ : તે શું તમે એ બધી વાંચી સંભળાવશો ?

મેયર : જરૂર પડે તો એમ પણ કરીશ. મારી ઝળહળતી કારકીર્દિ, લોકપ્રિયતા, રાજકીય ક્ષેત્રમાં મારું અપૂર્વ સ્થાન, રાષ્ટ્રના ઘડતરમાં મેં આપેલો ફાળો—આવા વિષયો પર લખાયેલ લેખો પણ અંદર છે.

શેઠ : પેલા રણશીંગાએ તમારા વિશે છાપ્યું છે, તે પણ અંદર છે કે ?

મેયર : એ તે રખાતું હશે ? કેવી નાખી દીધા જેવી વાત કરો છો ! રણશીંગુ તો સામ્યવાદી પેપર છે. એ તો મારા વિરુદ્ધ જ લખેને !

શેઠ : કલમ જોરદાર છે, બાકી કટાક્ષો પણ કાતીલ છે.

મેયર : તમને ય ક્યાં છોડ્યા છે, શેઠિયા ? કાળા બજારના કરવૈયા તરીકે તમારું પણ સન્માન કર્યું છે એણે.

શેઠ : મેં ય ફાઈલમાં મારા વિશે સારું સારું લખ્યું હોય, એવી જ કાપલીઓ રાખી છે.

મેયર : એમ જ હોય.

શેઠ : તમે મહંતજી ?

મહંતજી : શેઠજી, મારું અવસાન થવાથી તો દેશમાંથી ધર્મ

મરી પરવાર્યો છે ધર્મ. વાંચો આ 'સત્સંગ'. શંકરનો અવતાર હતા એમ ભકતો કહે છે.

શેઠ : આ બધાની યમરાજ ઉપર શું કંઈજ અસર નહિ થાય?

મેયર : થશે જ. આપણા ત્રણેનો કેઈસ સ્ટ્રોંગ છે.

[શેઠની નજર ખૂણામાં ઝોકાં ખાતા કાના પર પડે છે.]

શેઠ : તારું કેમ છે, કાના?

કાનો : (ઝબકીને) હેં! મને બોલાવ્યો?

મેયર : હા, તને. શું કરે છે?

કાનો : બાપા, જરા ઝોકે ચડી ગયો'તો.

મહંત : અલ્યા અહીં ઊંઘવા આવ્યો છે?

કાનો : હોવે, બાપા. ખૂબ ઊંઘવું છે. જિંદગી આખી જંપ્યો નથી.

મેયર : ઠીક, ઠીક. ચડ ઝોકે. પણ તૈયારી કરી?

કાનો : શાની?

શેઠ : આજે થઈ ચોદશ.

મહંત : પકડીને યમના દરબારમાં હાજર કરશે જમરાજાના દૂતડા.

મેયર : ચિત્રગુપ્ત ચોપડા વાંચશે.

શેઠ : તારે તારી વાત કરવી પડશે ને?

કાનો : મારે? હું શું કામ વાત કરું? લખ્યું હશે ઈ વંચાશે.

મેયર : અલ્યા, પણ અહીં પસંદગી કરવાની છે.

કાનો : શાની, બાપા?

શેઠ : સ્વર્ગમાં જવું છે કે નર્કમાં એની.

કાનો : પસંદગી આપણે કરવાની? યમરાજા મોકલે નઈ, ઈની મરજી આવે ત્યાં?

મહંત : ના, આપણને પૂછે.

મેયર : ને આપણી વાત મનમાં ઊતરે તો સ્વર્ગમાં મોકલે.

કાનો : આ વળી નવું કૌતક! અમલદાર તે વળી પૂછે? ઈનું ધાર્યું કરે.

શેઠ : તારે તારી વાત કહેવી પડશે. તેં શું શું દાનધરમ કર્યાં.

કાનો : ક્યાંથી કરું? પાસે હોય, તો આપું ને? તોય થાય એટલું કર્યું છે.

મહંતજી : મંદિરે જતો કે નહિ? સાધુસંતની ભક્તિ કરતો કે નહિ?

કાનો : જતો'તો. મહંતજી, તમારી ઘણીયે વેઠ કરી છે. ભૂલી ગયા? ભાંગ ઘૂંટી છે, ને ગાંજાની ચલમું ચેતવી છે, બાપલા.

મેયર : લોકોની સેવા કરતો હતો?

કાનો : હોવે મોટા સાહેબ, તમારાં ટાંપાંટૈયાં ઓછા કર્યાં છે! બોલો?

મહંત : કોઈનો પણ પાઈ પૈસો દબાવ્યો હોય......

કાનો : ના રે ના. આ શેઠ રહ્યા સાક્ષી. લીધા એટલા દૂધે ધોઈ ને દીધા છે, બાપા. પાછળ દીકરાઓ માટે કાંઈ મેલ્યું નથી. પણ કરજ પઈનુય નથી રાખ્યું. હવે દીકરા જાણે ને એમનાં કરમ જાણે.

મહંત : તું યમરાજાને આ બધી વાત કરજે.

કોનો : ના બાપા, લખ્યું ઈ વંચાશે.

મેયર : તો તારો કેઈસ માર્યો જશે.

કાનો : જિંદગીમાં કે દી મારો કેસ સાચો થીયો છે? એક

વાર વધારે.

શેઠ : યમરાજા પાસે અમારું કંઈ વાંકું બોલતો નહિ.

કાનો : ના રે, બાપા. હું તે બોલું ? જિંદગીમાં કોઈ દી બોલ્યો છું? કીધું ઈમ કર્યું. હવે તો મૂંગા રેવાની ટેવ પડી ગઈ. માથે વીતે તોયે ખમી ખાવાનું શીખ્યો છું.

મેયર : ખરો છે તું!

કાનો : (તમાકુ કાઢી હથેલીમાં ચોળતાં લલકારે છે)

રામ રાખે રે એમ રહેવું,
કોઈને કડવું વચન નહિ કહેવું રે—રામ.

કાનો : લ્યો ખાશો તમાકુ ?

મહંત : સાથે લાવ્યો છું, ભગત ?

કાનો : હોવે, ઈના વના કંઈ ચાલે છે ! લ્યો મહંતજી.

મહંત : લાવ, ભગત.

કાનો : તમેય લ્યોને, શેઠિયા ?

શેઠ : મને ખાવાની ટેવ નથી, સૂંઘવાની ખરી.

કાનો : પત્તી મસળીને સૂંઘો. જરા તેજ છે.

શેઠ : (સૂંઘતાં) છે તો તેજ.

મેયર : મને તો સીગારેટનો શોખ.

કાનો : પત્તીમાં વાળી દઉં ?

મેયર : લાવ ત્યારે. એક બે ફૂંક મારી લઉં.

કાનો : (પત્તીમાં તમાકુ વાળી) લ્યો સાહેબ (ગાતો)

કોઈ સૂંઘે તમાકુ, કોઈ ફાકે તમાકુ,
કોઈને ફૂંકે જીવવા જેવું રે,
રામ રાખે રે એમ રહેવું.

એનાં સ્વરૂપ જુદાં, તત્ત્વ તો એક અંતે,
હરિ સાથે એનું નામ લેવું રે,
રામ રાખે રે એમ રહેવું.

મહંત : ભજનિયું બહુ સારું.

શેઠ : અલ્યા કાના, શું ભાવની લાવ્યો'તો? તમાકુ ઊંચી જાતની છે.

મેયર : કેમ શેઠ, ભાવમાં જીવ ગયો?

કાનો : બાપા, મોંઘી દાટ થઈ ગઈ છે.

મેયર : એ બધો આ શેઠનો પ્રતાપ છે. માલ સંઘરવો ને ભાવ આસ્માને પહોંચાડવા.

શેઠ : ને તમે અમેરિકન તમાકુની આયાત કરવાના પરવાના અપાવી અમારો વેપાર તોડો એનું શું?

મેયર : પરવાનો અપાવ્યો તેના રૂપિયા લાખ મારા ખાતામાં જમા થયા.

શેઠ : જાણું છું સાહેબ. મારા પચાસ હજાર ઓછા પડ્યા. ને પેલો કસ્તુરચંદ લાખની લાલચ દઈ, મેદાન મારી ગયો.

મેયર : એ તો એવું છે. ઈસ હાથ દે, ઉસ હાથ લે.

[ગોંગનો રણકતો અવાજ વાતાવરણ ભરી દે છે.]

મેયર : શાનો અવાજ થયો!

શેઠ : યમના દરબારનું આમંત્રણ આવ્યું કે શું?

મહંત : એ જ. બીજું શું હોય અહીં?

કાનો : તૈયાર જ બેઠા છીએ, બાપલા.

[ફરી ગોંગ.]

અંદરથી અવાજો : ખબરદાર! હોંશિયાર!

એક અવાજ : સજ્જનો, યમના દરબારમાં પધારો.

[વચ્ચેનો પડદો ઊંચકાઈ જાય છે. ઝળહળ થતો યમનો દરબાર દેખાય છે. હજી યમરાજ આવ્યા નથી. ચિત્રગુપ્ત એના ચોપડા સાથે નજરે પડે છે. પાર્ષદો ઊભા છે.]

ચિત્રગુપ્ત : વક્રદંત, આ જીવાત્માઓને એમના આસને વિરાજવા કહો.

પાર્ષદ : જેવી આજ્ઞા, મહારાજ.

[વક્રદંત અને તીક્ષ્ણદંત નામના બે પાર્ષદો જમણી બાજુએ ચારે જણાને લઈ જઈ વ્યવસ્થિત બેસાડી પાછળ ઊભા રહી જાય છે.]

ચિત્રગુપ્ત : કહો મહાશયો, અહીં આવતાં કોઈ તકલીફ તો નથી પડી ?

મેયર : તકલીફ તો ઘણી પડી, મહારાજ.

શેઠ : તાંતણો તોડીને આવવું એટલે જરા મૂંઝવણ થાય.

મેયર : ચિત્રગુપ્તજી, મારા અહીં આવવાથી રાજકીય ક્ષેત્રમાં કટોકટી પેદા થઈ છે. મારું સ્થાન લે તેવી વ્યક્તિ આજે દેશભરમાં નથી

શેઠ : વેપારી આલમમાં પડેલી મારી ખોટ, પચીસ વર્ષે પણ પુરાય એમ નથી, મહારાજ.

મહંત : લોકસમુદાય હવે કોના ચરણને વંદના કરશે ? પાવડીઓ પૂજીને બિચારાઓને આત્મસંતોષ લેવાનો રહેશે !

કાનો : કાંધે ધૂંસરું ખેંચનાર ઘરનો ધોરી કાનો ગીયો, એટલે સ્વારથનાં સગાં, મારાં બૈરાછોકરાં રોશે પોક મેલીને. ખરી ખોટ તો એમને વરતાશે.

ચિત્રગુપ્ત : પણ સજ્જનો, જાણો તો છો, કે યમના દ્વારે

માનવમાત્રને આવવાનું જ છે, તો પછી, જે અનિવાર્ય છે, તેને સહજભાવથી શા માટે સ્વીકારતા નથી? ત્રીજા આશ્રમમાં, સંસારની માયા ત્યાગતા હો, ને ચોથામાં સંસાર ત્યાગો, પછી મૃત્યુનું દુઃખ રહે જ શાનું?

મેયર : મહારાજ, કળિયુગમાં આશ્રમવ્યવસ્થા નથી રહી.

કાનો : બાળપણથી તે ઘડપણ સુધી ગૃહસ્થાશ્રમ જ ચાલે છે, બાપલા. મારા બાપે મને હું પેટમાં હતો તે દી પરણાવેલો, તે મોત આવ્યું ત્યાં લગણ પરણેલો જ રીયો, લ્યો!

ચિત્રગુપ્ત : આનું પરિણામ સારું નથી આવ્યું. લાંબું જીવતાં વૃદ્ધો તરફ, યુવાનવર્ગ અસહિષ્ણુ બનતો થાય છે. સંસારના કાદવમાં આમ છેવટ સુધી પગ ખૂંચેલો રાખો, પછી બીજું શું થાય?

[ ગોંગનો અવાજ ]

ચિત્રગુપ્ત : સજ્જનો, યમરાજ પધારે છે.

મેયર : યમરાજ!

શેઠ : પાડાનું વાહન!

મહંત : ને હાથમાં પાશ!

કાનો : ભેંકાર સ્વરૂપ!

ચિત્રગુપ્ત : તમારી કલ્પના ખોટી છે. યમ તમારા જેવા જ માનવી હતા. સૃષ્ટિમાં પહેલા હતા. એમનું મૃત્યુ માનવીનું પ્રથમ મૃત્યુ હતું.

મેયર : શું કહો છો?

ચિત્રગુપ્ત : સત્ય. માનવીમાં હજી એમને ખૂબ રસ છે. એમનાથી ડરશો નહિ. એ ભયની નહિ પણ સાક્ષાત કરુણાની મૂર્તિ છે. એ પાશ નાખીને જીવને ખેંચતા નથી; પણ

માતાસમા વાત્સલ્યભાવથી, બાહુ પ્રસારી મુક્ત જીવને હૃદયે ચાંપે છે. ડરો નહિ, જીવાત્માઓ.

[ગોંગનો અવાજ, 'મહારાજ અધિરાજ યમરાજને ઘણી ખમ્મા'ના પોકાર સાથે યમ પ્રવેશે છે. સૌમ્ય અને સ્વસ્થ મુખમુદ્રા છે, ફૂલમાળા પહેરી છે. યમ આસન લે છે, સહુ નમન કરી યથાસ્થાને બેસે છે.]

યમ : (ગંભીર સ્વરે) ચિત્રગુપ્ત ?

ચિત્રગુપ્ત : આજ્ઞા, મહારાજ.

યમ : મૃત્યુલોકથી પધારેલા જીવાત્માઓ હાજર છે ને ?

ચિત્રગુપ્ત : હા, કૃપાનાથ. આ સામે રહ્યા તે નગરપતિ નંદકિશોર શર્મા. (નગરપતિ ઊભા થઈ પ્રણામ કરે છે) પેલા વિશાલોદર નગરશેઠ શ્રી ધનગોપાલ. (શેઠ નમે છે) ને પાસે ઉપસ્થિત છે તે ધર્મધુરંધર મહંત શ્રીઆત્માનંદજી.

કાનો : હું રહી ગીયો બાપજી. હું કાનો.

ચિત્રગુપ્ત : આજે આ ચાર જીવોનો ન્યાય કરવાનો છે, મહારાજ.

યમ : તત્પર છું.

ચિત્રગુપ્ત : પ્રથમ લઈએ નગરપતિજીને. પ્રથમ કોટિના શહેરના એ આગેવાન, પ્રતિષ્ઠિત શહેરી હતા. રાજકારણમાં એક્કા હતા. જનતાના આગેવાન હતા.

મેયર : (ઊભા થઈ હાથ લંબાવી) બેશક....

યમ : આ ભાઈ હાથ શા માટે લંબાવે છે ? એમને કાંઈ જોઈએ છે, ચિત્રગુપ્ત ?

મેયર : ના જી, આ તો જરા શેકહેન્ડ....

યમ : ઓહો ! એવા કોઈ રિવાજની અહીં આવશ્યકતા નથી.

નગરપતિજી, બોલો, આપ ક્યાં જવાનાં અધિકારી છો ? સ્વર્ગમાં કે નર્કમાં ?

મેયર : મહારાજ, મારી લાયકાત તો સ્વર્ગ માટે જ હોય ને ? જે પુરુષનું અવસાન થતાં, દેશ ઊંડા દુ:ખમાં ડૂબી ગયો; જેણે રાષ્ટ્રના ઘડતરમાં અમૂલ્ય ફાળો આપ્યો; તેનું સ્થાન બીજે ક્યાં હોય ? દેશસેવાનું સોપાન સ્વર્ગમાં જ લઈ જાય.

યમ : જરૂર, જરૂર.

મેયર : (ફાઈલો બતાવી) આ બે મોટી ફાઈલો જુવો. મારા મૃત્યુ પછી દેશના ખૂણેખૂણેથી જે પ્રશંસાનો પ્રવાહ વહ્યો, તેના વર્તમાનપત્રોએ છાપેલા હેવાલો આપની સામે રજૂ કરું છું. મારી લોકપ્રિયતાનો દાર્શનિક પુરાવો.

યમ : રાખો. અવકાશે જોઈ જઈશ.

મેયર : કવિઓએ મારા મૃત્યુ પછી અનેક કાવ્યો રચ્યાં છે. કહો તો વાંચી સંભળાવું ?

યમ : રહેવા દો, નગરપતિજી, અહીં મારા મહેમાન થયેલા એક કવિશ્રીએ મને એમનાં કાવ્યો સાંભળવાનો લાભ આપ્યો હતો.

ચિત્રગુપ્ત : ખૂબ ધીરજપૂર્વક, અમે એ સાંભળેલાં.

મેયર : ધીરજપૂર્વક કેમ, મહારાજ ?

ચિત્રગુપ્ત : એમના ગાવાના ઉમંગને દબાવી દેવો તે યોગ્ય ન લાગ્યું તેથી. શાન્તિપૂર્વક સાંભળ્યાં.

યમ : ખરું. મને એમનાં કાવ્યોમાં સંવાદિતા જેવું કશું ન લાગ્યું.

ચિત્રગુપ્ત : તૂટેલી બંસરીમાંથી વહેતા તરડાયલા સૂરો સિવાય કશું જ નહિ.

યમ : રહેવા દો એ કરુણ પ્રશસ્તિઓ.

કાનો : મોટા માણસના ઉપર બધાય મરશિયાં લખે. મારા ઉપર કોઈ લખે છે?

યમ : શાંત રહે, જીવાત્મા. નગરપતિજી, આ ઢગલો શાનો છે?

મેયર : મારા કુટુંબ પર આવેલા દિલાસાના તાર ટપાલનો આ ઢગલો છે, મહારાજ! મારા અવસાનથી દેશભરમાં ફેલાયેલી ગમગીનીનો એ સૂચક છે.

ચિત્રગુપ્ત : શોક પ્રગટ કરવાનાં આવાં સાધનો ઘણાં સરસ. આઘાતની તીવ્રતા હળવી તો કરે.

મેયર : વર્તમાન પત્રમાં આવેલી આ હકીકતની નોંધ લેશો. મારા મૃત્યુના સમાચાર સાંભળી, 'દેશનું હવે શું થશે' એ ભયે, બે માણસોએ આપઘાત કરી પ્રાણ છોડ્યા છે. અસંખ્ય માણસો ઉપવાસ પર ઊતર્યા છે.

યમ : જોયું, ચિત્રગુપ્ત? વ્યક્તિપૂજાનું અનિષ્ટ મૃત્યુલોક પર પરાકાષ્ઠાએ પહોંચ્યું છે, તેની આ સાબિતી.

ચિત્રગુપ્ત : મહારાજ, આકાશીદેવો કરતાં આ પ્રત્યક્ષ દેવોની પૂજા વધારે લાભદાયી નીવડે છે, એવો અનુભવ થતાં, વ્યવહારુ માનવીએ એ માર્ગે જવાનું યોગ્ય ગણ્યું હશે.

યમ : સારું થયું, દેવોને એટલી રાહત મળી.

મેયર : મારી લાગવગનો મેં હંમેશા સદુપયોગ કર્યો છે, બેકારોને ઠેકાણે પાડવામાં.

ચિત્રગુપ્ત : આપના સગાંવહાલામાં બેકારોની સંખ્યા કંઈ ઓછી નહિ હોય.

મેયર : મારા જીવનકાર્યના આ ત્રણે ભાઈઓ સાક્ષી છે. અવિશ્વાસ હોય, તો એમને પૂછીને ખાતરી કરો.

યમ : નગરપતિજી, અહીં એવી પ્રથા નથી. અહીં તો જીવાત્મા જે કંઈ કહે તેને જ સત્ય માની લેવામાં આવે છે. જો એ અસત્ય કહેતો હશે, તો એને એનો અંતરાત્મા ડંખ્યા કરશે. સ્વર્ગમાં રહેતો હશે, પણ સહેતો હશે નર્કનાં દુ:ખો. અંતે એ પોતે જ આવીને કહેશે, 'મહારાજ, હું સ્વર્ગનો અધિકારી નથી. મારું સ્થાન નર્કમાં છે.'

ચિત્રગુપ્ત : એ સાચી વાણી જ એને સ્વર્ગનો સાચો અધિકારી બનાવશે, નગરપતિજી. કારણ કે તમે કહો છો તેથી તદ્દન ઊંધી જ હકીકત અમારે ચોપડે નોંધાઈ છે.

યમ : ચિત્રગુપ્ત, આપણે આમની વાતને જ સાચી માની આગળ ચાલીશું. બોલો, આપ ક્યાં જવું પસંદ કરો છો ?

મેયર : સ્વર્ગ, મહામૂલું સ્વર્ગ.

યમ : તથાસ્તુ. સ્વર્ગ તમારે માટે ખુલ્લું છે.

ચિત્રગુપ્ત : (પાર્ષદને) વરેણ્ય, નગરપતિનું સન્માન કરી, એમને એમનું આસન બતાવ.

[સામી બાજુએથી વરેણ્ય નામનો સ્વર્ગનો દૂત સવિનય નજીક આવી મેયરના ગળે ફૂલમાળા પહેરાવે છે. શંખ, ભેરીના મધુર સૂરો ફેલાય છે. મેયરને પોતાની સાથે લઈ જઈ એક સુંદર આસન પર બેસાડે છે. ગોંગનો અવાજ શાંતિ.]

ચિત્રગુપ્ત : મહારાજ, સામે ઉપસ્થિત છે તે પૃથ્વીના કુબેર. ધનગોપાલ નગરશેઠ.

શેઠ : (નમન કરી) જી, મહારાજ.

ચિત્રગુપ્ત : અઢળક લક્ષ્મીના એ સ્વામી હતા.

કાનો : જેમ હું ગાયુંનો ગોવાળ, તેમ ઈ ધનના ગોવાળ હતા.

ચિત્રગુપ્ત : ધન મેળવવું ને મેળવીને એને સાચવવું, એ જ

એમનું જીવનકાર્ય હતું.

કાનો : પેઢીઓની પેઢીઓ પાછળ ખાધા કરે એટલું ભેગું કર્યું.

ચિત્રગુપ્ત : પણ પેઢી તો એમની સાથે જ પૂરી થઈ.

યમ : યોગ્ય જ થયું. સંચિત ધનની માલિકી પ્રજાની છે એ સત્ય, ધનપતિઓને નિઃસંતાન રાખીને પ્રભુ પ્રકટ કરે જ છે.

શેઠ : યમરાજ, ધનનો સંચય મેં લોકોના લાભ માટે કર્યો હતો, દાનની ગંગા વહાવી હતી.

ચિત્રગુપ્ત : કાળા બજાર રૂપી કાલીયનાગના વિષથી ઝેરી થયેલી જમના કહો; ગંગા નહિ.

શેઠ : એમ તો એમ, પણ દાન તો કર્યાં હતાં ને ? લાખો રૂપિયાની સખાવત થઈ છે આ હાથે. તમારા ચોપડા તપાસોને ?

ચિત્રગુપ્ત : કરવેરામાંથી બચવા દાન કર્યાં હતાં, તેની નોંધ છે મારે ચોપડે.

શેઠ : તે એમાં શું ? દાન ધરમમાં ખરચાયા એટલે પુણ્ય મળ્યું કે નહિ ? પૈસા કેમ ભેગા કર્યા એની સાથે તમારે શી લેવાદેવા છે ? તમારે રોટલાનું કામ છે કે ટપટપનું ?

ચિત્રગુપ્ત : મહારાજ, આ એમના જીવનનું તત્ત્વજ્ઞાન છે. સાધનો ગમે તે વાપરો, પણ રિદ્ધિ મેળવો.

યમ : એ રિદ્ધિ ભૌતિક હશે, આધ્યાત્મિક નહિ.

ચિત્રગુપ્ત : શેઠ, તમે કરેલાં દાન એ દાન નહિ, પણ ઈશ્વરના ભયથી ડરતા માણસે શોધેલી સાન્ત્વનની યુક્તિ માત્ર છે.

શેઠ : એવી ઊંડી સમજ અમને ક્યાંથી હોય ? અમે અમારી સમજણ મુજબ દાનધરમ કર્યાં, કીડીમંકોડીના દર પૂર્યાં,

સખાવતો કરી. એનું ફળ તો અમને મળવું જોઈએ ને ?

યમ : જરૂર, જરૂર.

શેઠ : અમારો વાસો સ્વર્ગમાં જ હોય.

મેયર : (વચ્ચે સવિનય) મહારાજ એક વિનતિ.

યમ : બોલો.

મેયર : પૃથ્વી પર શેઠજી મારા પરમ સ્નેહી હતા. સ્વર્ગમાં પણ એમનો સાથ મળે, એમ કરશો, તો આભારી થઈશ.

યમ : ભલે, તમારી ઈચ્છા પરિપૂર્ણ થશે. ચિત્રગુપ્ત, આ સજ્જનોનું સખ્ય અખંડ રહો.

ચિત્રગુપ્ત : જેવી આજ્ઞા, કૃપાનાથ. (તાળી પાડી) અરે સૌભદ્ર, આ નગરશેઠને એમનું આસન બતાવો.

[સૌભદ્ર નામે સ્વર્ગદૂત આગળ આવી, નગરશેઠને પુષ્પહાર પહેરાવી નગરપતિની પાસે પડેલા આસન પર બેસાડે છે. ગોંગનો અવાજ. ફરી શાન્તિ.]

ચિત્રગુપ્ત : આગળ આવો, મહંતજી. યમદેવને તમારી હકીકતથી માહિતગાર કરો.

મહંતજી : બમ્ ભોળાનાથ ! કોઈ ન આવે સંગાથ. જૂઠા સબકા સાથ. બમ્ ભોળાનાથ. યમરાજ, લોકોને ધર્મને માર્ગે વાળવામાં મેં મારું જીવન વીતાવ્યું છે. ધર્મોપદેશ દ્વારા જનતાને સદાચારી બનાવવા મેં પ્રયત્નો કર્યા છે. સ્થળે સ્થળે મંદિરોની, પાંજરાપોળોની, સદાવ્રતોની સ્થાપના કરી છે. મહારાજ, હું તો સ્વર્ગનો અધિકારી છું.

યમ : તમને ત્યાં જ મોકલીશું, મહંતજી.

મહંત : વિધર્મીઓનો મેં પરાજય કર્યો છે. ધર્મધ્વજા ફરકતી રાખી છે.

યમ : પરાજય! યુદ્ધની પરિભાષામાં આપ વાત કરો છો!

મહંત : અવશ્ય. ધર્મયુદ્ધના ઝનૂનમાં જ મારી જિંદગી વીતી.

ચિત્રગુપ્ત : વાહ! ધર્મને અને ઝનૂનને બહુ નિકટનો સંબંધ લાગે છે!

યમ : પણ જ્યાં ઝનૂન હોય ત્યાં ધર્મ હોય જ ક્યાંથી? ઝનૂનથી અંધ થયેલો માનવી ધર્માધર્મનો વિચાર કરવા બેસે ખરો?

ચિત્રગુપ્ત : નહિ જ. ઝનૂની એટલે પાગલ.

યમ : વિવેકબુદ્ધિને અને એને બાર ગાઉનું અંતર હોય.

ચિત્રગુપ્ત : સત્ય છે, મહારાજ. મારે ચોપડે આ મહાનુભાવની ધર્માંધતાનાં દૃષ્ટાંતો નોંધાયાં છે, માનવતાનાં બહુ ઓછાં. બોલો મહંતજી, પૂર્વાશ્રમમાં આપ કોણ હતા?

મહંત : (ગભરાતો) આપથી ક્યાં કશું અજાણ્યું છે? આપ તો સર્વજ્ઞ છો. કોળી હતો, મહારાજ.

ચિત્રગુપ્ત : કયા દુઃખે સાધુ બન્યા હતા?

મહંત : ભૂખના દુઃખે. માગી ખાતો હતો, પણ મળતું ન હતું.

યમ : એટલે ભગવાં પહેર્યાં!

મહંત : હા, મહારાજ. સાધુ જાણીને આપે.

યમ : એમાંથી આવડા મોટા મહંત બની બેઠા! બલિહારી છે તમારી!

ચિત્રગુપ્ત : એમની નહિ, પણ એમના દેશની બલિહારી છે; મહારાજ. આપણને પેલા સિદ્ધ મહાત્માએ વાત નહોતી

કરી, કે એમના દેશમાં કંઈ પણ કાર્ય સિદ્ધ કરવું હોય, તો ભગવાં પહેરવાં ? તો જ લોકો તમને સાંભળે, નહિ તો નહિ.

યમ : હા, સ્મરણ છે એ વાતનું. બોલો મહંતજી, ક્યાં જવાનું પસંદ કરો છો ?

મહંત : સ્વર્ગમાં, કૃપાનાથ.

યમ : ત્યાં જઈને શું કરશો ? ધર્મોપદેશને ત્યાં કોઈ સ્થાન નથી.

મહંત : મારે ક્યાં કંઈ કરવું છે ? પુણ્યનો સંચય કર્યો છે તેનાં ફળ ભોગવવા ઇચ્છા છે.

યમ : ભલે, ભોગવો સુખનાં ફળો. ચિત્રગુપ્ત, મહંતજીને પણ સ્વર્ગમાં મોકલી આપજો.

ચિત્રગુપ્ત : જેવી આજ્ઞા મહારાજ, અરે સુવર્ણાક્ષ, આ મહંતજીને એમને સ્થાને લઈ જા.

[સ્વર્ગદૂત સુવર્ણાક્ષ આગળ આવી. મહંતજીને ફૂલમાળા પહેરાવી, નગરશેઠની પાસે ખાલી પડેલા આસન પર બેસાડે છે. શંખનાદ થાય છે. ગોંગનો અવાજ. શાંતિ છવાય છે.]

યમ : હવે કોઈ બાકી રહ્યું છે ?

કાનો (ઊભો થઈ) હું રીયોને માબાપ. આ ત્રણનો ન્યાય તોળ્યો, હવે મારો તોળો.

યમ : કહો ત્યારે, તમે શું પસંદ કરો છો ? સ્વર્ગ કે નર્ક ?

કાનો : (વિસ્મયથી) ઈ વળી મારે પસંદ કરવાનું ? હ્યો કહો !

યમ : હા, તમારે.

કાનો : આમ પસંદ કરવાનું કહેનારા તમે પહેલા નીકળ્યા! એ ચિત્રગુપ્તભાઈ, અહીં ઓરા આવોને, મારે જરા કાનમાં વાત કરવી સે.

[ ચિત્રગુપ્ત કાનાની નજીક આવે છે. કાનો એમનો હાથ પકડી તખ્તાને એક છેડે લઈ જાય છે. ]

કાનો : આ ઓલ્યા ત્રણ જણાં છે ને માબાપ, ઈ ક્યાં જવાના છે?

ચિત્રગુપ્ત : સ્વર્ગમાં?

કાનો : ઈ....મ!

ચિત્રગુપ્ત : હા.

કાનો : (તમાકુ કાઢી) ખાશો?

ચિત્રગુપ્ત : ના.

કાનો : તમે બહુ સારા!

ચિત્રગુપ્ત : કેમ?

કાનો : પેલા ત્રણ હોત, તો બધી ખૂટાડી દેત. (મોંમાં ચપટી મૂકી) તમે બહુ સારા.

ચિત્રગુપ્ત : હવે તારી પસંદગી કરી લે. યમરાજને વિલંબ થાય છે.

કાનો : (નિશ્ચયપૂર્વક) કરી લીધી બાપલા.

ચિત્રગુપ્ત : ક્યાં જવું છે?

કાનો : બીજે ક્યાં? નરકમાં.

ચિત્રગુપ્ત (આશ્ચર્યથી) હેં!

કાનો : (ઠંડે કલેજે) હોવે. નરકમાં.

ચિત્રગુપ્ત : (સમજાવતાં) પણ કાના....

કાનો : (નિશ્ચયથી) ઈ પણ બણ નઈ. સ્વરગમાં મોકલો તો

તમને મારા સમ છે. મારે નથી જવું.

ચિત્રગુપ્ત : કંઈ કારણ, કાના?

કાનો : કહું? મરતલોકમાં હતો તઈં આ ત્રણ જણાએ મારી પાસે આખી જિંદગી સુધી વૈતરું કરાવ્યું છે, માબાપ. પેલો નેતા ચુંટણીયુંની સભાયું તોડવા મને મોકલતો. આ મોટી ફાંદવાળો શેઠિયો પાંચ રૂપિયા અંગઉધાર દેતો ને વ્યાજ સાથે પચાસ લેતો. ને પેલો બોમ ભોળાનાથ બાવો ધરમને નામે ધૂતી ખાતો. હવે સ્વરગમાં ઈમના ભેળો જાઉં, તો ઈયાંય ઓછા છોડવાના છે? મારે તો માબાપ, એમના પડછાયે ય નથી ઊતરવું. મારે નરક સ્વરગથીયે સારું છે, મહારાજ.

ચિત્રગુપ્ત : પણ કાના.

કાનો : (કાનમાં આંગળિયો ખોસી દઈ) બીજી વાત જ ન કરશો, માબાપ. ઈ ત્રણ જણાં હોય, ત્યાં હું નઈં. સો વાતની એક વાત. નરક કબૂલ.

ચિત્રગુપ્ત : (યમને સંબોધી) મહારાજ, આ જીવાત્મા નર્ક પસંદ કરે છે.

યમ : (સવિસ્મય) ઓહો! આશ્ચર્ય!

ચિત્રગુપ્ત : મને એની પસંદગી યોગ્ય લાગે છે, યમરાજ. એને નર્કમાં જ મોકલો.

યમ : ભલે જેવી એની ઈચ્છા. જીવાત્મા, તારી નર્કની પસંદગી મંજૂર રાખીએ છીએ.

કાનો : (ફાળિયું ઉતારી પગે લાગતો) ઘણું જીવો, મહારાજ.

'ચિત્રગુપ્ત : વક્રદંત, આ જીવાત્મા તમને સોંપ્યો.

[ વક્રદંત કાનાની પાસે આવી ઊભો રહી જાય છે. ]

યમ : પાર્ષદો, આ ચારે જીવોને એમની પસંદગીના સ્થળે લઈ જવાની હું અનુજ્ઞા આપું છું.

પાર્ષદો : જેવી આજ્ઞા, મહારાજ

[ ગોંગના અવાજો. પ્રાર્ષદો ત્રણને એક બાજુએ, ને કાનાને બીજી બાજુએ લઈ જતા દેખાય છે. કાનો પેલી ત્રિપુટીને બે હાથ જોડી છૂટકારો અનુભવતો, એના પાર્ષદની સાથે ચાલ્યો જાય છે. પડદો પડે છે. ]

# બોમ ફૂટયો

[ ખુલ્લી જગા. ડાબી બાજુએ મેલડીનું નાનું એવું મંદિર છે. સામે ઘટાદાર વૃક્ષ. દૂર ગામનાં ઝૂંપડાં દેખાય છે. જીતુ ઝાડના મૂળિયા પાસે છાપું વાંચતો બેઠો છે. ત્યાં પહેલો હજામ આવે છે. માતાના મંદિરે જઈ ફાળિયું ઉતારી પગે લાગે છે. દર્શનની વિધિ પૂરી કરી, જીતુ પાસે આવી ઊભો રહે છે. ]

પહેલો : શું વાંચો છો, જીતુભાઈ?

જીતુ : (ઊંચું જોયા વિના) છાપું.

પહેલો : (પાસે બેસી) ઓલી અલકમલકની વાતું લાવનારું! આગલીપાછલી ઊખેળનારું?

જીતુ : એ....હા.

પહલો : તે હેં જીતુભાઈ, ઈની નજરે આટલું બધું ચડતું હશે કઈ રીતે ?

જીતુ : રામ જાણે.

પહલો : દશકંધરની જેમ દહ માથાં હોય....

જીતુ : હોય.

પહલો : ને વીસ આંખ્યું હોય, તો વળી કંઈ કેવાય નઈં.

જીતુ : હોય પણ ખરી.

પહલો : ને બ્રમ્માજીની જેમ, વિષ્ણુની દુંટીના કમળમાં, એ....ને ઊંચે આસને બેઠા હોય, તો દૂર નજરું પડે.

જીતુ : (ચીડાઈ) હવે તું તારું ડહાપણ ડોળતો રહીશ ? મને વાંચવા દે.

પહલો : પણ વાંચવા જેવું છે શું, ઈ તો કહો ? કંઈ સવાદ આવે એવું છે ?

જીતુ : તું તો પહલા, ભારે લપ્પી. લીધી વાત મેલતો નથી. ગદ્ધાપૂંછ પકડ્યું તે પકડ્યું.

પહલો : તે અમારે કંઈ જીવ નથી ? અમને જાણવાનું ને માણવાનું મન નો થાય ?

જીતુ : થાય ભઈ, થાય.

પહલો : તો કહોને, છાપામાં આવ્યું છે શું ?

જીતુ : (નિસાસો નાખી) કંઈ કીધાની વાત નથી, પહલા.

પહલો : (ગભરાતો) કાં ? કંઈ સનાન સૂતકની વાત તો નથીને ?

જીતુ : એવી જ. અરે એનાથી યે ખરાબ.

પહલો : હેં ! છે શું એટલું બધું ?

છનુ : આગળથી માણસ માત્તરનું સનાન કરી નાખવું પડે એવી વાત છે.

પહેલો : અરરર બાપલા ! એવું તે શું હશે ?

છનુ : જાણે છે ? હાઈડ્રોજન ઍામ ફૂટ્યો.

પહેલો : ઓલ્યા એટમ ઍામ જેવો ?

છનુ : એનાથી યે ભયંકર. એના મોટાભાઈનો સાળો.

પહેલો : શું કર્યો છો ?

છનુ : શું સાંભળો છો. પહેલારાત, એ ફૂટે તો પચાસ માઈલ લગી એની અસર વરતાય.

પહેલો : અધધધ !

છનુ : તેજાબનો વરસાદ થાય.

પહેલો : તો તો છવતાં જ બળી મરીએ.

છનુ : એક કરોડ ટન ધૂળ આકાશે ચડે, ને સૂરજને ઢાંકી દે.

પહેલો : અંધારું ઘમ્મ.

છનુ : સસલાની આંખો જાય.

પહેલો : બચ્ચારાં નિરદોષ છવ.

છનુ : ને છોકરાં ચાર હાથ ને ચાર પગવાળાં જન્મે.

પહેલો : બાપલિયા ! જાનવર જ કહોને !

છનુ : હા, માણસનો નવો અવતાર થાય.

પહેલો : (વિસ્મયથી) માળું ! આ બધું એક ઍામડું ફૂટે, એમાં થાય ?

છનુ : એક જ. બીજાની જરૂર નહિ.

પહેલો : આપણે પાદર તો નઈ ફૂટે ને, છનુભાઈ ?

જીતુ : ફૂટે ય ખરો. એનું કંઈ કેવાય છે?

પહલો : તો તો ભારે થાય, બાપલા! (ઊલટી જેવું કરતો) ઓફ! ઓફ!

જીતુ : શું થાય છે, પહલા?

પહલો : ઊલટી જેવું થાય છે, જીતુભાઈ. ઓફ! ઓફ!

જીતુ : થાય જ ને? પેટમાં આવડી મોટી વાત પેસી ગઈ, તે બહાર નીકળશે, ત્યારે જીવને જંપ વળશે. (હાથ લંબાવી બતાવતો) એ પેલા ગઢવી જાય. જા દોડતો. ખા વધાઈ.

પહલો : (ઊભો થઈ) ગઢવી જાય છે? (ખૂમ મારી) એ ઊભા રે જો, ગઢવી. આ આવ્યો. જીતુભાઈ, જાઉં છું. ઓફ!

જીતુ : જા, જલદી જા. નહિ તો અહીંયાં જ ઊલટી થઈ જશે.

[ પહલો જાય છે ]

જીતુ : કેવી અદકપાંહળી જાત છે! પાસેર પાણીયે પેટમાં ન ટકે! હવે જઈને ગઢવીને વાત કરશે. એય એના જેવો વાયડો. બેય જણા જશે બાપુની ડેલીએ. ડાયરાને હાઈડ્રોજન બોમની વાતો કરશે. ને...જે હજી પડ્યો નથી કે પડવાનોયે નથી એની વાતોથી સૌ હોલાની જેમ ફફડી મરશે. બાપરે! કેવા છે આ મુરખ......

[ કારભારી પ્રવેશે છે ]

કારભારી : એ મુરખ, ને તું?

જીતુ : એમનો સરદાર.

કારભારી : ખરો જ તો. નહિ તો આમ ભેંસ આગળ ભાગવત વાંચતો ન હોત.

જીતુ : કેમ? એમાં શું થાય?

કારભારી : ભેંસ ભૂરાંટી થાય, તો ભાગવત અને તારા જેવા એના વાંચનારના ભુક્કા કાઢી નાખે.

જીતુ : બાપાજી, સાચવજો. મારાથી આજે એવું જ થઈ ગયું છે.

કારભારી : તું ક્યાં કંઈ કરે જ છે ? તારાથી બધું થઈ જાય છે.

જીતુ : પહલા સાથે હાયડ્રોજન બોમની વાત થઈ ગઈ છે !

કારભારી : ઠીક કર્યું. હજી પેલા એટમબોમની રામાયણ તો પૂરી થઈ નથી.

જીતુ : ત્યાં આ ભાગવત શરૂ થયું.

કારભારી : તારે ભણવું નહિ, ને આવા તુક્કા ઉડાવ્યા કરવા. ભવિષ્યમાં કરીશ શું ?

જીતુ : કારભારું કરીશ.

કારભારી : કોનું ? બાપુના ગરાસ ગયા. એની સાથે કારભારી ને કામદારોની જમાત ગઈ. જો તો નથી મારું કારભારું ? પઈનો પગાર બાપુની ડેલીએથી હવે આવતો નથી. આ તો જૂનું નામ કૂતરાની પૂંછડી માફક પાછળ પાછળ હાલ્યું આવે છે.

જીતુ : ભોઈની પટલાઈ ફૂટો છો ?

કારભારી : હા. પડેલી ટેવ કંઈ જાય છે ? જો આ મેરૂભા આવ્યો.

જીતુ : બાપુનું નોતરું લઈ ને. (હસી પડતો) જો થઈ છે બાપા માથે. હવે કહેશે, હાયડ્રોજન બોમ લઈ આવો કારભારી.

[ મેરૂ ખવાસ ઉતાવળો પ્રવેશ કરે છે ]

મેરૂ : એ અબઘડી હાલો બાપા, અબઘડી. બાપુ સાંકરે છે.

કારભારી : કાં ? શું કામ પડ્યું ?

મેરૂ : કંઈક અચરજની વાત બની છે, બાપા, હાલો ઝટ. આખો

ડાયરો ખળભળી હાલ્યો સે. ગઢવીની મૂછ્યું ફરકે છે, ને બાપુ મૂંછે તાલ દે છે. પહલો કાખલી કૂટે છે, ને પૂનમો શેઠ કોથળીમાં પાંચશેરી ઝીંકે છે.

જીતુ : હં! હાયડ્રોજન બોમ્બ ઝીંકાયો છે ડાયરા પર.

મેરૂ : મિયા મસાણનું મડું થઈ ગિયા છે, ને મલ્લાજીનું મોઢું શિયાવિયા થઈ ગિયું છે. પેસ્તનજી તો જાણે ફિક્કુંફસ્ચ હાડકાનું માળખું! ગુસપુસ વાતું કરે છે, ને અલક-મલકની આદરે છે.

જીતુ : કહેને કે, રંગ જામ્યો છે.

મેરૂ : કારભારી બાપા, તમ વિના અંધારું છે. હાલો.

જીતુ : અંધારામાં વાટ બતાવો, જાવ.

કારભારી : અમે તો જઈશું જ ને. ને તું હવે ઘેર જા. વાંચવા બેસ વાંચવા. ચાલ, મેરૂ.

[ કારભારી મેરૂની સાથે જાય છે ]

(હસી પડતો) હવે તે ચોપડી હાથમાં લેવાતી હશે? ગોળો ગબડાવ્યો છે, તે ક્યાં જઈ અટકશે એ તો જોઈએ. સાચું કહું, આપણા દેશની પ્રજા સાવ બુડથલ છે! કોઈએ હાંકી, તો કેશે હં મારો બાપ્પો, સાવ સાચી વાત. પેલી કવિતા છે ને? વા વાયાથી નળિયું ખસ્યું, તે દેખીને કૂતરું ભસ્યું? શોરબકોર થયો, ને કોઈએ આંધળી આંખે ચોર જોયો. એવી વાત છે, આ અવિશ્વાસુ નહિ, પણ અતિવિશ્વાસુ, ભોળિયા નહિ પણ બુરબા લોકોની. (દૂર જોઈ) હં! પેલું કોણ જાય છે? ભાણો તો નહિ? (બૂમ મારી) એલા એ ભાણા....

[ પહલા રાતનો સુપુત્ર ભાણો આવે છે.]

જીતુ : તું જ પહલા રાતનો દીકરો ભાણો કે?

ભાણો : હા. સાત ખોટનો. છ દીકરિયું જલમી, ને મરી. પછી મારો જલમ થિયો. હું એક જીવતો રિયો.

જીતુ : નસીબદાર.

ભાણો : હું આવ્યો, ને રાતના ઘરનું બારણું ઉઘાડું રિયું.

જીતુ : એમ કોણ કહે છે?

ભાણો : મારી ફોઈઓ.

જીતુ : ખરી વાત.

ભાણો : નહિ તો પાછળ નામ કે નિશાન નો રહેત.

જીતુ : હવે રહેશે. તારા જેવો કુળદીપક પાછળ નોબતો વગડાવશે, પહલો રાત હવે વૈતરણી તરી ગયા.

ભાણો : નહિ કેમ તરે? પાછળ ગાયનું દાન કરવું છે, પૂંછડે પાણી મેલીને.

જીતુ : આગળથી નક્કી કરી રાખ્યું છે, ભાણા?

ભાણો : હોવે, બાપના જીવની સદ્‌ગતિ તો થાય.

જીતુ : દીકરા હો તો તારા જેવા જ હજો. મારા જેવા નહિ. ભાણા, એક કામ કરીશ?

ભાણો : હા, ચપટીમાં.

જીતુ : શાની ચપટીમાં? છીંકણીની?

ભાણો : ઊંહું, ચપટી વગાડો એટલી વારમાં.

જીતુ : સરસ. પણ જોજે. ખૂબ જરૂરી છે.

ભાણો : કહોને? ન કરું તો કહેજો.

જીતુ : બાપુની ડેલીએ જવાનું છે.

ભાણો : જઈ આવું.

જીતુ : ને કહેવાનું છે, મારું નામ દઈને, કે બાપુ આજનો દિ મેલડીમાને થાનકે ઢોલિયો ઢાળીને સૂવે, તો સારું.

ભાણો : અહીં ! મેલડીમાની જગામાં ?

જીતુ : હા, અહીં.

ભાણો : પણ કંઈ કારણ ?

જીતુ : કહેવાય એવું નથી. ભાણા તું તારે પૂછે તો કહેજે કે અહીં સૂશે એને મેલડીમા હીમખીમ રાખશે.

ભાણો : નહિ તો ?

જીતુ : ધનોતપનોત કાઢી નાખશે.

ભાણો : હેં !

જીતુ : હા. હવે જા જલદી, જઈ ને કહી આવ.

ભાણો : આ જાઉં. મારા બાપ ! લાગે છે કાંઈ અબખડજંતર.

જીતુ : જઈ આવીને મને પાદરે મળ. તારું કામ છે.

ભાણો : હો, જીતુભાઈ.

[ ભાણો દોડતો જાય છે. ]

જીતુ : હવે તુક્કો આવ્યો ને તીર માર્યું. કંઈ વાંધો નહિ. પડશે એવા દેવાશે. હું હવે જાઉં પાદરે, ભાભ ફોડવા. ઊકરડે ઢોરાં તગડું ને ધૂળના ગોટેગોટા ઉડાડું. પછી જોઈ લેજો મજા.

[ જીતુ ચાલ્યો જાય છે. એક બે ભાવિયા મંદિરે પગે લાગી જતા રહે છે, ત્યાં બાપુની પધરામણી થાય છે. તરવાર ડાબા હાથે ઝાલી છે. પહલાના હાથમાં હોકો છે. મેર ખવાસે માથે ઢોલિયો ઉપાડ્યો

છે.. કારભારીના હાથમાં એકલિયું છે. ગઢવીએ કસું-
બાની વાટકી લીધી છે.]

બાપુ : બસ લે. અહીં બધું હીમખીમ. મેલડી માને થાનકે
બધું ખેમકુશળ. વાંકો વાળ નઈ થાય. ઢાળ અહીં
ઝાડને છાંયે ઢોલિયો, મેરૂ.

મેરૂ : (ઢોલિયો ઢાળતો) એ હા, બાપુ.

બાપુ : મલક આખાનું હવે થાવું હોય, ઈ થાય. આપણને તો
એ....ને અહીં લીલાલ્હેર છે.

કારભારી : હા, બાપુ. એકલપેટાનો આ યુગ છે.

બાપુ : કયો ન કયો પણ કારભારી, તમારો જીતુભાઈ ભારે
કોઠાડાયો. કાંઈ એની સૂઝ છે! બધું આગળથી જાણે!
તમથી એક વેંત ચડે હોં. કાં પહલા?

પહલો : એક વેંત હોય? ચાર વેંત. જીતુભાઈ તો આખા
મલકમાં થાવો નથી.

બાપુ : આપણી ચિંતા એને. બીજો કોઈ હોય, તો કેશે, છોને
ફૂટાય બધાયની હારે.

ગઢવી : અરરર! ઈ શું બોલ્યા? માણસ મરજો પણ માણસનો
પાલનહાર ન મરજો. ઘણી ખમ્મા બાપુને.

પહલો : સો વરસના થાવ. ને પેઢીયુંની પેઢીયું જોઈ આંખ
ટાઢી કરીને જાવ.

ગઢવી : તમે હઈને અમે ઊજળા છીએ. કાં કારભારી?

કારભારી : હાસ્તો, તમ જેવા સૂરજના અજવાળે જીવીએ છીએ.

બાપુ : હા એલા, હોં. અમે હઈને આ બધું છે. અમે પાલન-
હાર કહેવાઈએ. અમારે જીવવું જોઈએ. નહિ તો

પાછળ તમ બધાનું થાય શું હેં ?

કારભારી : પછી કારભારાં કોનાં કરવાં અમારે, બાપુ ?

પહલો : દાઢાં કોનાં મૂંડવાં ? બોલો ?

ગઢવી : તમારા શૂરાતનની વાતું કોને કરવી ?

મેરૂ : ને મારે કહુંબા કોના સાદું ઘૂંટવા ?

બાપુ : ભઈ, આ ઈ હારૂં તો આ મનખાદેહ ટકાવી રાખીએ છીએ. નહિ તો અમને કયાં એની કાંઈ માયા હતી ? હોય તોય ઠીક, ને નો હોય તોય ઠીક. બધુંય અમારે મન સરખું.

પહલો : પણ હેં બાપુ, જીતુભાઈ એ મેલડીમાના થાનકે આવવા કીમ કહેવરાવ્યું હશે ?

ગઢવી : કંઈક ભેદ હશે.

બાપુ : (ડોકું ધૂણાવી) હશે. હશે.

પહલો : બોમ પડવાનો તો નઈ હોય ?

કારભારી : પડેય ખરો.

બાપુ : પણ મેલડીમાના થાનકનું સત ભારે. અહીં ઈની અસરે નો વરતાય.

પહલો : હં ! ઈમ વાત છે ! હવે સમજ્યો. એટલે જ જીતુ-ભાઈ એ અહીં આવવા કેવરાવ્યું હશે.

ગઢવી : ને આપણે આવ્યાયે ખરા. હવે અહીં જ ડેરાતંબુ તાણ્યા સમજો.

બાપુ : હે મા મેલડી, તારે આરે આવ્યા છીએ. અલ્યા મેરૂભા, ગંગાજળ મેલ્ય મોંમાં.

પહલો : (આશ્ચર્યથી) ગંગાજળ !

બાપુ : (હસીને) સાળો ભૂત! હમજતો જ નથી! કહુંબાને અમે ગંગાજળ કહીએ છીએ.

પહલો : સમજ્યો, અન્નદાતા. હું સમજ્યો કે......

[મેર કહુંબો પાય છે. બાપુ એમના ઢોલિયામાં લંબાવે છે.]

બાપુ : લ્યો હવે ગઢવી, ઘેર આંટો દઈ આવવો હોય, તો દઈ આવો. ને તુંયે જા, પહલા. કારભારી, તમે એક રોકાવ. તમારી જરૂર ક્યારે પડે એનું કંઈ કેવાય નહિ. આપણા રામે તો એ....ને આ સોડચ તાણી.

ગઢવી : (ભેટ બાંધતાં) હવે ઘેર જઈ રહ્યા. તમારો સંગાથ કરશું જીવતે મૂવે, બાપુ.

પહલો : આપણેય. સ્વરગમાં દારૂ મૂંડનાર તો કોઈ જોઈશે ને? ભેળા હાલશું.

બાપુ : એમ કહોને કે ઘેર જતાં ડર લાગે છે? ક્યાંક બોમ ફૂટશે તો? ભડકણ. ઠીક, ઠીક, બેસો. એ ગઢવા, જરા ઝોકે ચડી જાઉં, તો ચિંતા કરશો નઈ. ને નસકોરાં બોલે, તો બીશો નઈ, બાપલિયા. અમને જરા નસકોરાં બોલાવવાની ટેવ છે. ઊંઘતાને જાણે જાગતો, ને ચોર જાય પાછે પગે ભાગતો.

પહલો : ખરા છો, બાપુ. જેટલા બાર છો, એટલા અંદર ભોંમાં છો.

બાપુ : છીએ, છીએ. કોઈ ઝાલવા જાય તો ડબ અંદર ઊતરી જઈએ. ને અંદરથી કોઈ ટાંટિયો ઝાલે, તો હબ્બ બહાર નીકળી જઈએ. કોઈ વાતે ઝલાઈએ નઈ.

પહલો : એક હું ઝાલી રાખું.

બાપુ : કઈ રીતે, પહલા?

પહલો : મૂંછ્યું પકડીને.

બાપુ : હા એલા પહલા, સાચી વાત. તારા હાથમાં ભલભલાની
દાઢી મૂંછ. તને કોઈ નો પોંચે.

ગઢવી : મોટા મોટાના મોવાળા ઝાલી હેઠું જોવરાવે. (લલકારતો)
એ....જગમાં જોટો ના જડે, અદકપાંસળી જાત,
અલકમલકની આદરે ઈ જાણો પહલો રાત.

બાપુ : વાહ! વાહ! અલ્યા ગઢવા, પહલાને બીરદાવે છે, તે
અમને કંઈ કમ ભાળ્યા?

ગઢવી : ના, બાપુ, ના. તમે તો....
એ....ઘોડા મોંઢે તોળશો, ને ખાય કટારી કાટ,
સૂણી રીડિયા શત્રુના, ભાગે જે ઊભી વાટ.

બાપુ : શું કે છે એલા ગઢવા, અમે ઊભી વાટ ભાગીએ!

ગઢવી : સાંભળો, બાપુ, સાંભળો.
એ....ઈ ક્ષત્રીવટ આજની; પણ વટવાળી જે મૂંછ,
ઈ તો કેસરી સંગની, બીજાની ગદ્ધા પૂંછ.

બાપુ : હં હં હં હં! વાહ ગઢવા, વાહ! બાપલા, પાછળ
જીવતો રેજે, ને એવા મરશિયા ગાજે કે ઠકરાણાં બોર
બોર આંસુડે રૂવે.

પહલો : ઈ દાડો હવે ક્યાં છેટો છે.

બાપુ : કાં એલા?

પહલો : બોમ ફૂટે એટલીવાર છે. પચાસ ગાઉના ઘેરાવામાં બધું
બળીને ભસમ.

ગઢવી : આ મેલડીના થાનકમાં ઊની આંચ નો આવે. કાં શું કયો
છો, કારભારી?

કારભારી : હજી બોમ ફૂટે તો ખરો. પહલા, તને જીતુએ કહ્યું હતું, કે બોમ ફૂટવાનો છે, આપણા ગામને પાદર?

પહલો : એમાં કેવાનું શું હોય? સાનમાં સમજવાનું હોય. તેજીને ટકોરો, ને ગધેડાને ડફણાં. આપણે તો એક ઈસારામાં સમજી જવાનું હોય.

બાપુ : સાંભળો ને મારી વાત. એવું ન હોય, તો મેલડીને થાનકે રહેવાનું જીતુભાઈ કહેવરાવે કેમ?

ગઢવી : આવા મામલામાં ચેતીને ચાલવું સારું.

કારભારી : ઠીક ત્યારે. બેસો વાટ જોઈને. ફૂટશે બોમ ત્યારની વાત ત્યારે.

પહલો : સસલાંની આંખ્યું જાશે.

ગઢવી : માણાં જાનવર જેવાં જલમશે.

બાપુ : ધૂળની ડમરી ચડશે, ને અગન વરસશે.

પહલો : પરથવી માથે કાંઈ થાવી સે!

ગઢવી : ઓછાં પાપ વધ્યાં છે? માથે કાળા વાળ, એટલા કાળાં કરતક.

પહલો : હું તો ઘણાય ઓછા કરું છું.

બાપુ : પણ પહલા, કરતક અટકે તો મોવાળા ઊગતા અટકેને?

પહલો : ખરું છે. છો પ્રલ્લે થાતો.

ગઢવી : ડૂબવા દો પ્રથવીને. હં મારો બાપો.

પહલો : ઈ જ દાવની છે. કાંઈ વખત આવ્યો છે! પહેલાં તો વા વાતું લાવતા, ને અમે ફેલાવતા. હવે આવ્યા છાપાં ને મૂંડવાના અસ્ત્રા. શો કળિયુગ આવ્યો છે!

ગઢવી : અમે ચાર ઓરડાના ટેંટાને પરથવીપતિ બનાવી દેતા.

હવે તો ભાટ, ચારણ, ને બારોટ, એની ક્યાંય રહી નઈ ખોટ. સૌ ભાટાઈ કરવા નીકળ્યા છે. અમારો તો ધંધો ભાંગ્યો, ભઈલા.

બાપુ : ને હવે તો બધાય થઈ ગયા બાપુ. ઈમની છાપામાં આવે છાપું. આ મારા જેવો રડ્યો ખડ્યો સતજગનો જીવ આંખ્યું મીંચી જાશે, એટલે હાઉં. પાછળ દે મારો બાપો. (ઓડકું ખાઈ જાય છે) પાછળ બળધિયા બાપુ કેવરાવશે બળધિયા. જો જો ને.

પહલો : હેં બાપુ, તમે આંખ્યું મીંચી જાશો ?

ગઢવી : ક્યારનીયે મીંચી હોત, પણ હજી જોગમાયા જેવાં ઠકરાણાં રખોપાં કરે છે.

કારભારી એમના પુણ્ય આડાં આવે છે, નહિ તો પારકાની પીઠે ચડી જીવતો, ગળિયો બળદ ક્યાં સુધી કોઈ સાંખે ? હેઠો જ નાખેને ?

બાપુ : (ઝબકીને) શું હેઠો નાખે ?

કારભારી : હાયડ્રોજન બોમ.

બાપુ : ઝીંકાણો ?

કારભારી : ના રે ના

બાપુ : કેટલી વાર લાગશે ?

કારભારી : એ હું શું જાણું ?

બાપુ : મેરૂભા, ઓલ્યા મંદિરની પછવાડે જઈને જો તો ખરો. ધૂળની ડમરી બમરી ચડી છે કે નઈ ?

મેરૂ : આ જાઉં, બાપુ.

[મેરૂ જાય છે. બાપુ પહલાના હાથમાંથી હોકો લઈ, એક બે ઘુંટ લે છે.]

બાપુ : પડલા, તું ગામમાં, એકાદ આંટો દઈ આવ. કંઈ નવા જૂની હોય તો ખબર પડે.

પડલો : હું નઈ જાઉં, બાપુ.

બાપુ : ઓહોહો ! તું તો ભારે ડરપોક, મિયાંની મીનડી.

પડલો : જાઉં તો ખરો, પણ પછી મારી નવાજૂની તમારે કોઈના મોઢે સાંભળવી પડશે.

બાપુ : તઈં ગઢવા, તમે જરા....

ગઢવી : ઊંહું ! જાઉં ને ક્યાંક અગનઝપાટે ચડી જાઉં, તો પાછળ આ પ્રલેની વાતું કિયો ગાશે ? જો જો તો ખરા, ચર્ચરી છંદમાં ધમધમાટી બોલાવી દઉં છું કે નઈ ? મેઘરાજાના ગડૂડાટ ને વીજળીના કડેડાટ સંભળાશે કવિતામાં. શંકર મારાજનું તાંડવ મચાવી દઉં.

ડમડમડમ ડમરૂ બાજ, નાદ વેદ સ્વરન સાજ,
શંકર મહારાજ આજ તાંડવ નાચે છ, હાંછ તાંડવ નાચે.

[ મેરૂ ખવાસ દોડતો આવે છે. ]

મેરૂ : બાપુ, બાપુ.

બાપુ : કાં મેરૂભા ?

મેરૂ : ધૂળના ગોટેગોટા ચડયા સે. દખણાદી દિશે.

પડલો : ને ઓતરાદે જાય છે ?

મેરૂ : હા ઓતરાદે.

ગઢવી : કેવોક ઘટાટોપ જામ્યો છે ?

મેરૂ : નાભી નજર પહોંચતી નથી, એવી આંધી ચડી છે ! લોકો ભૂસેટીને ભાગે છે.

બાપુ : કોઈ વરતાણું ?

બાપુ : ક્યાંક ફૂટ્યો છે સાચો.

પહેલો : ઈ વના સસલું આંધળું થઈ જાય ?

ગઢવી : ને છોકરાં જાનવર જેવાં જનમે ?

પહેલો : ને ધૂળના ગોટા આકાશે ચડતા હશે ? હવે વરસાં આગ. પચાસ માઈલમાં જે કંઈ આવ્યું હશે ઈ થાશે રાખ.

વોરાજી : જૂલમ થઈ જાસે જૂલમ.

પેસ્તનજી : હે આટશ બેરામ, ટારે ભરૂસે છીએ.

મિયાં : ખુદા ખેર કરે.

પૂનમો : હે મહાવીડ પડખુ!

ગઢવી : મેલડીમા, તારાં રખેવાળાં છે.

પહલો : તું નોંધારાનો આધાર છે.

કારભારી : (બાજુએ) હવામાં ગરમી આવી ખરી.

[ભાણો ઠેકડા મારતો બૂમો પાડતો આવે છે.]

ભાણો : બળી ગયો ! મરી ગયો ! બાપલિયા, બળી ગયો.

કારભારી : (બાજુએ) આ આવ્યો જીતુનો સાગરીત.

પહલો : (નજીક દોડી જઈ) શું થીયું દીકરા ?

ભાણો : વોય વોય! દાઝું છું! બળું છું !

બાપુ : ક્યાં દાઝ્યો, ગગા ?

ભાણો : ધૂળના ગોટા ! આગનો વરસાદ! મરી ગયો ! બળી ગયો !

પહલો : (માથે હાથ દઈ બેસી જતો) હાય હાય ! છોકરાને ઝપટમાં લીધો લાગે છે. મારો સાત ખોટનો દીકરો.

ભાણો : બાપા, બોમ ફાટ્યો.

પહલો : ક્યાં ?

ભાણો : ગામને પાદર.

પહલો : અરરર !

ભાણો : અંદરથી આગ વરસી.

પહલો : વરસે જ ને, ગગા.

ભાણો : તમને અસર નથી વરતાતી ?

પહલો : વરતાય છે ને. ચામડી બળે છે.

ભાણો : તમને બાપુ ?

બાપુ : મને ? હેં મને ? હા એલા, હોં, ચામડી ચરચરે તો છે !

મિયાં : મેં ભી જલને લગા હું.

પેસ્તનજી : હું બી ડાઝું છું, અન્નદાટા.

વોરાજી : અડડડ ! રહ્યું નથી જાતું. આગ ઊઠી છે બદનમાં.

ગઢવી : ઓહોહોહો ! અગન ઝાળ ! શંકરમહારાજનું ત્રીજું નેત્ર ઊઘડ્યું લાગે છે.

ભાણો : બળું છું ! બળું છું !

કારભારી (બાજુએ) છે ને ! મન કહે, બળ, તો શરીરે કીધું, 'બળું છું. દાઝું છું.' વાહ રે વાહ. જીતુએ પણ કાંઈ કરી છે !

[ઢોલ ટીપાતો સંભળાય છે. જીતુનો અવાજ આવે છે.]

જીતુનો અવાજ : એ....સાદ સાંભળજો. ગામને પાદર ભોમ ફૂટયો છે. ધૂળના ગોટે સૂરજ ઢંકાણો છે. તીસમારખાં મિયાંનાં સસલાં આંધળાં ઘબ્બ થઈ ગયાં છે. પૂનમચંદ શેઠને ત્યાં ચાર હાથ ને ચાર પગાળું છોકરું જન્મ્યું છે. અગનઝાળ વરસી રહી છે. લોકો બળું બળું થઈ

રહ્યા છે. (ઢોલ ટીપે છે) એ....સાંભળજો વહવાયાં ને વાણિયા, બાવા ને બામણ, સૌ સાંભળજો. ગામને ભૂવે કહેવરાવ્યું છે, કે આપણા ગંદવડા તળાવમાં ગંગાજીની શેર ફૂટી છે. એમાં બધા માથાબોળ સ્નાન કરે. અગન ઓલવાઈ જશે. (ઢોલ ટીપતાં) એ....જાવ જલદી ગંદવડા તળાવે.

ભાણો : એ....આ દોડયો તળાવે.

પહલો : ઊભો રે. હુંયે આવું છું સંગાથે.

બાપુ : ને અમે નઈ? અહીં આગમાં બળતા રે'શું? એ હાલો પેસ્તનજી, હાલ્ય પૂનમા, હાલો ગઢવા, હાલો એલા બધાય. મેરૂભા, આપણો ઢોલિયો ને હોકો હારે લઈ લેજે. એમને ય છાંટા નાખવા જોઈશે. હાલો જલદી.

બધા : એ હાલો.

[જીતુ પ્રવેશ કરે છે, એ ઢોલ વગાડતો હોય છે, ને સહુ દેકારો કરતા રંગભૂમિ છોડી જાય છે. પડદો પડે છે.]

# ધરતીનો સાદ

[ સુસજ્જ દીવાનખાનું. પૂર્ણિમા સોફા પર સિનેમાનટીને શોભે તેમ લંબાવીને પડી છે. રેડિયો પર ચાલતાં ફિલ્મગીતો સાંભળે છે. પાસે ટેબલ. તે પર નરગીસનો ફોટો પડ્યો છે. ગીત ગવાય છે. ]

સોનેરી સ્વપનાં મુજને બોલાવે,
સુખનાં શમણાં મુખ મલકાવે,
પાંખ ફૂટે, ઊડું સ્વપ્નપ્રદેશે,
સોહી રહું જ્યહીં અભિનવ વેશે,
ધરતીપટ વસવું ના ફાવે—સોનેરી૦

નભની પરીઓ સાથ રમંતી,
જળકન્યા નિધિ સંગ સરંતી,
કયમ પછી ધૂળે રમવું ભાવે?—સોનેરી૦

કોલાહલ આ જગનો ત્યાગું,
ગગન તણો વૈભવ હું માગું,
જ્યાં જગજંજાળો ન સતાવે—સોનેરી૦

[ગીત બંધ થાય છે. પૂર્ણિમા રેડિયો બંધ કરે છે.]

પૂર્ણિમા : (ગાતી) સોનેરી સ્વપનાં મુજને બોલાવે. (પગ પછાડતી) મમ્મી, ઓ મમ્મી....(કોઈ જવાબ દેતું નથી. થોડીવાર રહી) મમ્મી, ઓ મમ્મી....

મણી : (ડોકાઈ) બેન, બા હજી ટ્યુશન કરીને આવ્યાં નથી.

પૂર્ણિમા : મણી, એક કપ કોફી, પ્લીઝ. (ગણગણે છે) સોનેરી સ્વપનાં મુજને બોલાવે.

મણી : ચા છે, બેન. કોફી થઈ રહી છે.

પૂર્ણિમા : તો ચા, પણ જલદી.

મણી : કેમ કંઈ છે આજે?

પૂર્ણિમા : ખબર નથી? આજે મને સોળમું વર્ષ બેઠું.

મણી : ઓહો! આજ તમારી વર્ષગાંઠ છે!

પૂર્ણિમા : હા, આજે મમ્મી આઈસ્ક્રીમની પાર્ટી આપશે, ને પછી 'ઝનક ઝનક પાયલ બાજે' જોવા જઈશું. મણી, પ્લીઝ, એક કપ ચા. (ગાય છે) સોનેરી સ્વપનાં મુજને બોલાવે.

[કેતકી, નંદિની પ્રવેશ કરે છે.]

કેતકી : મણી, બે કપ વધારે મૂકજે. અમે પણ પીશું.

પૂર્ણિમા : (બેઠી થઈ) ઓહ કેતકી! ને તું નંદિની! આટલા વહેલાં ક્યાંથી?

નંદિની : એ પછી. પહેલાં તને અભિનંદન. (હાથ મિલાવે છે) કેટલાં વર્ષ થયાં?

પૂર્ણિમા : આજે હું સોળ વરસની થઈ.

કેતકી : આવતે વર્ષે સ્વીટ સેવનટીન, ને મેટ્રીક પાસ.

પૂર્ણિમા : ઊંહું. (ગાય છે) સોનેરી સ્વપનાં મુજને બોલાવે.

નંદિની : કેમ ?

પૂર્ણિમા : મમ્મી હા પાડે, તો હું મુંબઈ મારા માસીને ત્યાં જઈશ.

કેતકી : તારાં માસી! ઓહો પેલાં મિસ રેણુકા રોય. જાણીતાં ફિલ્મસ્ટાર ?

પૂર્ણિમા : હા, એ મારાં સગાં માસી થાય.

નંદિની : ત્યાં જઈને તું યે....

પૂર્ણિમા : ફિલ્મસ્ટાર મિસ પૂર્ણિમા શાહ.

કેતકી : શાહ નહિ ચાલે.

પૂર્ણિમા : રોય લગાવીશ. પૂર્ણિમા રોય.

નંદિની : તને આવો શોખ ક્યાંથી લાગ્યો ?

પૂર્ણિમા : જો મારું મોં બરાબર કોના જેવું લાગે છે ? બોલ !

કેતકી : ખાસ કંઈ ખબર પડતી નથી !

નંદિની : કહું ? (ટેબલ પરનો ફોટો આડી નજરે જોઈ લઈ) નરગીસ જેવું ?

પૂર્ણિમા : હં ! હું પણ એમ જ કહું છું. નરગીસ જેવું. ગયા વેકેશનમાં હું મુંબઈ ગઈ હતી. બાને તો હું માસીને ત્યાં જાઉં એ બિલકુલ ગમતું નથી. એમને બીક છે, કે હું એમના જેવી જ થાઉં.

નંદિની : એ બીક સાચી પડી પણ ખરી.

પૂર્ણિમા : સાંભળ તો ખરી. એકવાર સ્ટુડિયોમાં હું શૂટીંગ

જોવા ગઈ હતી. ત્યાં પેલા ડાયરેકટર ટંડનજી નહિ ? એમણે મને જોઈ.

કેતકી : વાહ ! પછી ?

પૂર્ણિમા : એમણે માસીને કહ્યું, 'લડકીકા ચહેરા બિલકુલ નરગીસ જેસા હે. બડી હોગી તબ બદનભી એસા હોગા.'

કેતકી : ને ત્યારથી તું નરગીસની ભક્ત બની છું ?

નંદિની : મને યે થતું હતું કે આ પૂર્ણિમાને નરગીસનું આટલું શું ઘેલું લાગ્યું છે ! બસ એનું એક પણ પિકચર છોડે નહિ !

કેતકી : તે દિવસે કલાસમાં નહોતી પકડાઈ ચિત્રપટ વાંચતાં ?

પૂર્ણિમા : નરગીસનું જીવનચરિત્ર વાંચતી હતી.

નંદિની : એમ ! આ છે તારી મહત્ત્વાકાંક્ષા ?

પૂર્ણિમા : કોઈને કહેશો નહિ હો. બા જાણશે તો....

કેતકી : તારી બાને નથી ગમતું ?

નંદિની : કયાંથી ગમે ? કંઈ માને દીકરી સિનેમાની એકટ્રેસ થાય એવું ગમે ?

પૂર્ણિમા : મમ્મી તો પાછાં સાવ ચોખલીયાં.

[ નીચેથી હોર્નનો અવાજ આવે છે. ]

કેતકી : પૂર્ણિમા, હજી તારી ચા આવી નહિ, ને ડ્રાઈવરે હોર્ન વગાડયું.

પૂર્ણિમા : હમણાં લાવી સમજ. (ગાતી) સોનેરી સ્વપનાં મુજને બોલાવે.

[ પૂર્ણિમા રસોડામાં જાય છે. ]

નંદિની : આને કોણ નરગીસ કહે ?

કેતકી : એની માસીને સારું લગાડવા ડાયરેક્ટરે મસ્કો લગાડ્યો હશે.

નંદિની : એમાં માની બેઠી છે કે પોતે નરગીસ બનવાની !

કેતકી : બનશે, આઠ બાય નવની એકાદી ઓરડીની મહારાણી. જોજે ને.

નંદિની : (ધીમેથી) શૂ....આવે છે, આવે છે.

કેતકી : ફિલ્મસ્ટાર નરગીસ....

[ પૂર્ણિમા, ને પાછળ ચાની ટ્રે સાથે મણી આવે છે. ]

મણી : ચૂલો સળગાવતાં વાર થઈ, એમાં તો....

પૂર્ણિમા : સ્ટવ કરતાં શું થાય ?

મણી : ઘાસલેટ નહોતું.

પૂર્ણિમા : આગળ પૂછીશ તો કહેશે લાવવાના પૈસા નહોતા.

મણી : એ ય ક્યાં ખોટું છે ? ઘર કેમ ચાલે છે, તે બિચારાં બા જાણે. તમે શું જાણો ?

નંદિની : બા નથી ?

મણી : ટ્યૂશને ગયાં છે. સવારસાંજ ટાંટિયાતોડ કરે છે, એટલે તો બેનબા લાંબાં થઈ ને ફિલમુંનાં ગાયન સાંભળે છે.

[ ફરી હોર્નનો અવાજ ]

કેતકી : મા રે ! ચાલ નંદિની, જલદી કર, પછી પપ્પાજીને ગાડી જોઈશે. આવજે પૂર્ણિમા.

નંદિની : આવજે મિસ નરગીસ રોય.

કેતકી : ફિલ્મી દુનિયામાં ચમકે ત્યારે સંભારજે.

પૂર્ણિમા : તમને કંઈ ભૂલી જવાય. બાય, બાય.

[ બન્ને જાય છે. પૂર્ણિમા મણી તરફ વળે છે. ]

પૂર્ણિમા : તને એટીકેટનું બિલકુલ ભાન નથી, મણી.

મણી : એટકેટ! એ શું વળી ?

પૂર્ણિમા : રીતભાત! આપણા ઘરની વાત બીજાની પાસે શા માટે કરવી જોઈએ ?

મણી : આ બે ક્યાં પારકાં છે, પૂર્ણિમાબેન ?

પૂર્ણિમા : ભૂલી ગઈ કે ?

મણી : શું ?

પૂર્ણિમા : પૂર્ણિમાબેન કેમ કીધું ?

મણી : ઓ મા, ભૂલી ગઈ. નરગીસબાઈ.

પૂર્ણિમા : આપણે બે જણાં એકલાં હોઈએ ત્યારે નરગીસ કહેવું. બા હોય, ત્યારે પૂર્ણિમા કહેવાનું.

મણી : કાનની બૂટ ઝાલી.

પૂર્ણિમા : હું મોટી થઈશ, પછી નરગીસની જેમ ફિલ્મી દુનિયામાં સનસનાટી બોલાવી દઈશ. જોજેને? નોટોનાં બંડલો પડશે.

મણી : એ તો થશે ત્યારની વાત ત્યારે. અત્યારે તો ઊઠો, નાહી લો. હમણાં બા આવશે. (જતાં જતાં) સૂતાં સૂતાં આમ ધોળે દિવસે સપનાં દેખો છો, ઈ કરતાં ઘરમાં કામ કરોને ?

[મણી ચાલી જાય છે. પૂર્ણિમા ટેબલ પરથી નરગીસનો ફોટો લઈ, અરીસા સામે ઊભી રહી મોં સરખાવતી ગાતી હોય છે. એની બા સૂર્યાબેન પ્રવેશે છે.]

પૂર્ણિમા : (ગાતી) સોનેરી સ્વપનાં, મુજને બોલાવે....

સૂર્યાબેન : પૂર્ણિમા !

પૂર્ણિમા : (ચમકી ફોટો છુપાવી) ઓ મમ્મી ?

સૂર્યા : શું કરે છે, બેન ? નાહી લીધું ?

પૂર્ણિમા : હજી હવે, નંદિની ને કેતકી આવ્યાં હતાં.

સૂર્યા : મેં જ એમને ફોન કરી ખબર આપ્યા હતા.

પૂર્ણિમા : હં ! એટલે આવેલાં.

સૂર્યા : સાંજે આઈસ્ક્રીમ ખાવા ને પિકચર જોવા પણ આવશે. મેં આમંત્રણ આપ્યું છે. હવે તું નાંહી લે. હમણાં તારાં બેન આવશે.

પૂર્ણિમા : આજેય ભણવાનું ?

સૂર્યા : બહુ નહિ. શુકન તો કરવા જોઈએ.

પૂર્ણિમા : નિશાળે નહિ જાઉં.

સૂર્યા : કેમ ? પાર્ટી સાંજે સાડા પાંચે, ને સાતવાગે સિનેમા–શો. નિશાળ પડે એવું છે જ ક્યાં ?

પૂર્ણિમા : (લાડથી) એક દિવસ નહિ જાઉં તો શું થઈ જવાનું છે ?

સૂર્યા : થઈ તો કંઈ જવાનું નથી પણ....સારું, લે, ન જતી.

[ પૂર્ણિમા નાહવા ચાલી જાય છે. સૂર્યાબેન સોફામાં બેસી, નરગીસનો ફોટો હાથમાં લઈ ઊંડો નિ:શ્વાસ નાખે છે. ]

સૂર્યા : કેવી તરંગી છોકરી છે ! એને નરગીસ બનવું છે ! ને મારી મહેચ્છા છે, એને કોઈ સંસ્કારી યુવકની પત્ની અને સુંદર બાળકોની માતા જોવાની. કોનું સ્વપ્નું સફળ થવાનું છે ? એનું કે મારું ? પ્રભુ જાણે ! કે પછી આ દુનિયા જ સ્વપ્નોની દુનિયા છે ! એમાં સ્વપ્નો જ સેવવાનાં હોય છે ? જે કદી સફળ થતાં જ નથી.

માત્ર સેવ્યા જ કરવાનાં ?

[ વીણાબેન આવે છે. સાદી, સુશીલ પૂર્ણિમાની શિક્ષિકા ]

સૂર્યા : આવો, વીણાબેન.

વીણા : પૂર્ણિમા ક્યાં ગઈ, સૂર્યાબેન ?

સૂર્યા : નાહવા બેઠી છે. આજે તો એની વર્ષગાંઠ છે.

વીણા : ઓહો ! ત્યારે તો એને અભિનંદન આપવાં પડશે. નાહતાં કેટલી વાર થશે ?

સૂર્યા : ( હસીને ) નરગીસને નાહતાં કેટલી વાર થાય છે ? એટલી એને થશે.

વીણા : એમ કેમ ?

સૂર્યા : તમે તમારી શિષ્યાના મનોરાજ્યથી પરિચિત લાગતાં નથી ! મેટ્રીક પાસ થઈ તમને યશ અપાવવા તરફ એનું મન નથી. એનું લક્ષ્ય તો સિનેમાસ્ટાર બનવાનું છે.

વીણા : એનું ધ્યાન અભ્યાસમાં નથી એ તો મેં તમને કહ્યું જ હતું.

સૂર્યા : એનું કારણ આ.

વીણા : આજકાલ છોકરીઓને ફિલ્મી દુનિયાનું ખૂબ ઘેલું લાગ્યું છે.

સૂર્યા : એજ એમનું જગત છે એમ કહો.

વીણા : કલ્પનાનું જગત.

સૂર્યા : એમાં કંઈ લાંબો વખત રહી શકાય છે ?

વીણા : નહીં જ. અંતે ધરતી પર આવવાનું તો રહે જ છે.

સૂર્યા : (ગંભીર સ્વરે) ને એ વખતે કેવી અસહ્ય વેદના વેઠવી પડે છે ! વાસ્તવિકતાનો સ્પર્શ થતાં, સ્વપ્નનાં શિલ્પોનાં

ખંડિત ટુકડાઓ જ હાથમાં આવે છે.

વીણા : આજે તમે કંઈ નિરાશ છો, સૂર્યાબેન !

સૂર્યા : છું જ. પૂર્ણિમાને તરંગી બનતી જતી જોઈ, હું ખૂબ નિરાશ બની ગઈ છું. એની મર્યાદાઓનું એને ભાન નથી. જે શક્તિ એનામાં નથી, તેનું અસ્તિત્વ કલ્પી એ જીવી રહી છે. (ચિંતાથી) એનું થશે શું ?

વીણા : અનુભવ થશે એટલે ઠેકાણે આવશે.

સૂર્યા : (ચોંકી ઊઠી) અનુભવ ! (ગંભીર બની) એ અનુભવો કેવા હોય છે એ તમે જાણો છો ? જિંદગી પર એનું કાળું ચિતરામણ કરી જનારા. એવા અનુભવોથી એ દૂર રહે તે જ સારું.

[મણી બે પ્યાલા ચા લઈ આવે છે.]

સૂર્યા : મણી, સારું થયું ચા લાવી. વીણાબેન, આજે કંઈ ભણાવવું નથી. બેસો. નિરાંતે મારી સાથે વાત કરો. ઘણા સમયથી તમને કહું કહું કરતી હતી. એની આ ખોટાં સ્વપ્નોની દુનિયામાંથી એને પાછી વાળવી કઈ રીતે ?

વીણા : તમે મારા કરતાં વધારે અનુભવી છો.

સૂર્યા : એમ કહીને તમે, હું સ્વપ્નોની દુનિયામાંથી વાસ્તવિક ભૂમિકા પર કઈ રીતે આવી તે પૂછવા માગો છો ? પૂછશો નહિ એ વાત. મધ્યમ વર્ગની યુવતીના કલ્પના-જગતમાં મોટરો અને બંગલા હોય છે. તેમ મારુંયે હતું. કશુંય જોવા ન પામી. અમે જીવ્યાં શ્રમજીવીનું જીવન. એમણે ઢસરડો તાણ્યો ને હવે હું તાણું છું. સ્વપ્નોયે ઊડી ગયાં છે.

વીણા : સૂર્યાબેન, આપણે માટે આવા જ પ્રકારનું જીવન નિશ્ચિત

છે, એવો સ્પષ્ટ ખ્યાલ આપણને આપણા માબાપો જ આપતાં હોતાં નથી, એ જાણો છો? વાસ્તવિકતાનો કશો જ ખ્યાલ બાળકોને અપાય છે? સામાન્ય સ્થિતિ હોવા છતાં, ડોળ રાખવો છે એરીસ્ટોક્રેટ હોવાનો. સોસાયટીમાં ભભકો દેખાડવો છે. બીજાથી આપણે કંઈક ઊંચા, સુધરેલાં છીએ એવો દેખાવ કરવો છે. આ જોઈને બાળક બીજું શું શીખે? આપણે જેમ, ગરીબ હોવા છતાં, સારી સ્થિતિના હોવાના તરંગી ખ્યાલો સેવીએ છીએ, તેમ એ પણ કરે છે. તમે કોઈ દિવસ, પૂર્ણિમાને ખ્યાલ પણ આવવા દીધો છે, કે ઘરના ખર્ચને પહોંચી વળવા, તમે સવારથી સાંજ સુધી વૈતરું કરો છો?

મણી : (વચ્ચે) એવું કર્યું હોત, બેન, તો આ દાડો આવત શાનો?

વીણા : તમે મને ટ્યૂશન માટે રોકી, એ કરતાં તમે જ ભણાવતાં હોત, તો?

મણી : માદીકરી હાથે કામ કરતાં હોત, તો મારીયે શી જરૂર હતી? ખાસ્સા મહિને રૂ. દસ અને ખાધાખોરાકી બચત.

વીણા : આમ વાત છે, સૂર્યાબેન.

સૂર્યા : મને એમ, કે....

વીણા : ભભકો રાખું, તો પૂર્ણિમાને કોઈ મોટું ઘર મળે.

સૂર્યા : બસ બેન, એટલું જ.

વીણા : તમારી શું, બધાયની આજ મનોવૃત્તિ હોય છે. પણ અંતે થાય છે શું? મોટર ને બંગલો, મોટર ને બંગલાને જ પરણે છે.

સૂર્યા : એ સાચું.

વીણા : તો એવી ખોટી પડાપડી શા માટે કરવી? પૂર્ણિમા સંસ્કાર અને શીલ કેળવશે, તો એની કક્ષાનો કોઈ યુવક એને માટે પડાપડી નહિ કરે? પડાપડી તે છોકરી માટે છોકરાઓ કરે, કે છોકરા માટે છોકરીઓ?

[બાથરૂમમાંથી પૂર્ણિમા ગાતી સંભળાય છે. લારા લપ્પા, લારા લપ્પા, લારા લપ્પા લા.]

વીણા : (હસી પડી) સાંભળો સંગીત!

સૂર્યા : બેન, હું તો લજવાઈ મરું છું.

વીણા : આ આયાત કરેલી પશ્ચિમની સંસ્કૃતિ છે. વપરાઈ જશે પછી નવી લાવવી નહિ પડે. ત્યાં સુધીમાં આપણે ત્યાં સંસ્કૃતિનો પરિપાક થઈ જશે.

સૂર્યા : તો હવે પૂર્ણિમાનું....

વીણા : શું કરીશું એ જ ને?

સૂર્યા : હા. એજ વાત છે.

વીણા : મણીને રજા આપો, ને મને પણ. ઘરકામમાં એને સાથે લો. એને ભણાવવાનું તમે માથે લો. બીજાનાં છોકરાં ભણાવો છો, તો તમારાં શા માટે નહિ?

સૂર્યા : પારકી મા કાન વીંધે.

વીણા : કારણકે સગી મા છોકરાંને ફટવે છે, ને એમના ઉપરનો કાબૂ ગુમાવે છે. લાડમાં ઉછરેલું છોકરું જ માબાપને વધારે અવગણે છે.

સૂર્યા : કારણ?

વીણા : એને એમ લાગતું જ નથી, કે એ અવગણના કરે છે. એને મન એ સ્વાભાવિક હોય છે. સહુ પોતાની જ લાગણીનો વિચાર કરે; એને બીજાનો વિચાર કરવાનો

નથી, એવો ભાવ જડમૂળ ઘાલીને બેસી જાય. તે જીવે ત્યાં લગી રહે.

[ ટપાલી, 'સૂર્યાબેન શાહ'ના નામની બૂમ મારી અંદર આવે છે. ]

ટપાલી : રજિસ્ટર્ડ પારસલ છે, બેન.

સૂર્યા : લાવ તો અહીં, મણી. સહી કરી આપું.

[ મણી પેકેટ લાવી આપી, સહી કરાવી, ફોર્મ પાછું આપે છે. ટપાલી જાય છે. મણી ખાલી પ્યાલા લઈ અંદર ચાલી જાય છે. સૂર્યાબેન પેકેટ ખોલે છે. અંદરથી પર્સ લીપસ્ટીક, પાવડર, ક્રીમ વગેરે નીકળે છે. ]

સૂર્યા : જુઓ, એનાં ફિલ્મસ્ટાર માસીબાએ ભેટ મોકલી છે. પર્સ, લીપસ્ટીક, ફેમસ સ્ટાર્સના ફોટો.

વીણા : એ તો એજ મોકલેને.

[ પૂર્ણિમા બારણામાં આવી ઊભી રહે છે. ]

પૂર્ણિમા : બા, મારી ટપાલ આવી ?

સૂર્યા : હા, લે આ તારા માસીબાની ભેટ.

[ પૂર્ણિમા એ લઈ રસપૂર્વક જોવા લાગી જાય છે. ]

વીણા : સૂર્યાબેન, આવતું અઠવાડિયું તો હું બહારગામ હોઈશ. ટ્યુશન પર નહિ આવી શકું.

સૂર્યા : ક્યાં જવાનાં છો ?

વીણા : પડખે ગામડું નથી, માદલપુર ? ત્યાં અમારી શાળાની શ્રમયજ્ઞ શિબિર છે. મારે એનું સંચાલન કરવાનું છે.

સૂર્યા : ત્યારે તો પૂર્ણિમા પણ આવવાની હશે ?

વીણા : એની ખબર નથી. કેતકી, નંદિની આવવાનાં છે. એમણે નામ નોંધાવ્યાં છે.

સૂર્યા : (પૂર્ણિમાને) પૂર્ણિમા?

પૂર્ણિમા : (ઊંચું જોઈ) જી.

સૂર્યા : તું શિબિરમાં નથી જવાની?

પૂર્ણિમા : (ખભા ઉલાળી) ના, બા, ત્યાં કોણ જાય?

વીણા : (કટાક્ષમાં) ત્યાં કંઈ પફ પાવડર ને લાલી લગાડવા મળે? પાવડરને બદલે ધૂળ, ને લાલીને બદલે કાદવ. માસીએ મોકલેલી ભેટ ત્યાં નકામી. ખરું કે પૂર્ણિમા?

પૂર્ણિમા : ખરું જ તો.

સૂર્યા : તારે જવું જોઈએ.

વીણા : ને જોવું જોઈએ કે સિનેમાની સૃષ્ટિ કરતાં એક જુદી સૃષ્ટિ પણ અસ્તિત્વ ધરાવે છે.

પૂર્ણિમા : મેં પિક્ચરમાં ગામડાનાં ઘણાંયે દૃશ્યો જોયાં છે.

વીણા : એ દૃશ્યો ખોટાં, સાચાં તો તું નજરે જોઈશ તે. ત્યાં સડકો નથી, ખાડાખૈયા છે. વીજળીના દીવા નથી, અંધારાં ઉલેચવાનાં છે. ત્યાં ભોળિયા ગામડિયા નથી, પણ વહેમોના વમળમાં ગોથા ખાતાં અજ્ઞાની જીવો છે.

પૂર્ણિમા : એવા ઠેકાણે કોણ આવે?

વીણા : જેને દેશની, આ ઢોરનું જીવન જીવતી પ્રજાને, માણસની જેમ જીવતી જોવામાં રસ હોય, તેને ગામડાનું આમંત્રણ છે, બીજાને નહિ. આગળ વધેલાઓએ, પાછળ પડી ગયેલા પોતાના સ્વજનોને સાથે લેવાનો પ્રયત્ન કરવાનો છે,

સૂર્યા : તમારી વાતથી તો મને પણ તમારી શિબિરમાં જોડાવાનું મન થાય છે.

વીણા : ચાલો, સૂર્યાબેન, ખરેખર, જીવનમાં કંઈક સુકૃત્ય કર્યાનો

સંતોષ મળશે. (પૂર્ણિમા તરફ જોઈ) અરે હવે તો સિનેમા-સ્ટારો પણ શ્રમયજ્ઞ તરફ વળ્યા છે. ગામડામાં જઈ રસ્તા બાંધે છે. પેલી નરગીસ નામની સ્ટાર નથી?

પૂર્ણિમા : (રસથી) હા તે?

વીણા : તે હજી ગયા અઠવાડિયે જ દહીસર નામના સબર્બમાં શ્રમયજ્ઞ માટે ગઈ હતી. એને જોવા જેટલા આવ્યા, તે બધાયને એણે કોદાળી ને પાવડો પકડાવ્યાં હતાં.

પૂર્ણિમા : ખરેખર!

વીણા : તેં છાપામાં નથી વાંચ્યું?

પૂર્ણિમા : (ઉત્સાહથી) તો તો હું આવીશ, સિસ્ટર.

[પાસેના રૂમમાંથી 'પૂર્ણિમા તારો ફોન છે.' એવી બૂમ સંભળાય છે. પૂર્ણિમા 'સોનેરી સ્વપ્નાં' ગાતી જાય છે.]

સૂર્યા : તમે પણ ઠીક યુક્તિ લડાવી!

વીણા : (હસીને) નરગીસ જોડાય પછી પૂર્ણિમાએ તો શ્રમયજ્ઞમાં જોડાવું જ જોઈએ ને? ચાલો, હું હવે જઈશ. પૂર્ણિમા એની નજરે જ જીવનની વાસ્તવિકતાનાં દર્શન કરે, એ જ સારું છે. આવજો, સૂર્યાબેન.

સૂર્યા : આવજો.

[વીણાબેન જાય છે. પડદો પડે છે.]

### દૃશ્ય બીજું

[શ્રમયજ્ઞથી ધમધમતી ગામડાની સીમ. દૂર છોકરીઓ રસ્તો બાંધતી દેખાય છે. કોદાળીથી ખોદતી, પાવડાથી ટોપલા ભરતી છોકરીઓ દેખાય છે. ગામડાની સ્ત્રીઓ પણ શ્રમમાં જોડાઈ છે. ઘંટ વાગે છે.]

વીણા : ગુલાબ ટુકડી કામે ચડે. બીજાને આરામની છુટ્ટી.

[ કેતકી, નંદિની, પૂર્ણિમા અને બીજી કેટલીક છોકરીઓ દોડતી આવે છે. સાથે ગ્રામકન્યાઓ પણ છે.]

મંછી : ચાલો ગીત ગાઈએ.

નંદિની : પહેલાં તમે ગાઓ.

ચંચી : ના, પહેલાં તમે.

કેતકી : ગાઓને ?

મંછી : ઊઠોને મારી બઈ !

વીણા : પહેલાં શાળાની બહેનો ગાય, પછી એમનો વારો. નંદિની, તું પેલું ગીત ગવરાવ. 'મીઠાં ગોરસિયાં.'

[ નંદિની ગવરાવે છે. બીજી ઝીલે છે. ]

ગામડાની રે હું તો ગોવાલણી,
કોઈ મીઠાં ગોરસિયાં લ્યો, લ્યો.—ગામડાની.

રૂમઝૂમતી ચાલું ને મનગમતી મહાલું,
કોઈ તાજાં ગોરસિયાં લ્યો, લ્યો.—ગામડાની.

હૈયાના હેત ભર્યું છલકંતું પ્યાલું,
કોઈ ગોરાં ગોરસિયાં લ્યો, લ્યો.—ગામડાની.

વૈકુંઠે જાવું ના, વ્રજ મને વ્હાલું,
કોઈ રૂડાં ગોરસિયાં લ્યો, લ્યો.—ગામડાની.

કેતકી : હવે તમે ગાવ, તમારો વારો.

મંછી : બચ્ચું તમારા જેવું ગાતાં અમને આવડે ?

નંદિની : લ્યો ઊઠો, માન શું માગો છો ?

ચંચી : ઠીક ભઈ, આવડશે એવું ગાશું હો.

મંછી : દાંત નો કાઢશો.

ચંચી : શું ગાશું અલી ?

મંછી : પેલું 'અફીણિયા' ગાશું ?
ચંચી : હા, એલા, તું જ ગવડાવ.

[ મંછી ગવડાવે છે. બીજી ગ્રામકન્યાઓ લોકગીત ઝીલે છે.]

મંછી : ઓ રે અફીણિયા, ઓ રે અફીણિયા.
ઘરમાં છે ઘંટી ને ખંટી અફીણિયા,
ઘંટી અડાણી, ખંટી વિયાજડામાં ડૂલી, અફીણિયા.
ઘરમાં છે સાસુ ને સસરો અફીણિયા,
સાસુ અડાણી, સસરો વિયાજડામાં ડૂલ્યો, અફીણિયા.
ઘરમાં છે જેઠ ને જેઠાણી અફીણિયા,
જેઠાણી અડાણી, જેઠ વિયાજડામાં ડૂલ્યો, અફીણિયા.

[ગીત ગાઈ ને છોકરીઓ આરામ લેવા આડીઅવળી થાય છે.]

પૂર્ણિમા : આવું તે ગીત હોય, વીણાબેન ?

વીણા : કેમ કેવું લાગ્યું ?

પૂર્ણિમા : લુખ્ખું.

વીણા : પણ એ જ સાચું ગીત હતું, પૂર્ણિમા.

પૂર્ણિમા : કઈ રીતે ?

વીણા : આજે વ્રજ જેવાં સમૃદ્ધ ગામડાં ને રાધિકા જેવી રસભીની ગોવાલણો ક્યાંય નથી. ખરી પરિસ્થિતિ તો, આ છોકરીઓએ લોકગીત ગાયું તેવી છે. કુટુંબનો મોભી અફીણનો વ્યસની છે. ઘંટી, અડાણી–ગીરે મૂકાઈ છે, ને ખંટી વ્યાજમાં ડૂબી ગઈ છે. વ્યસનમાં ડૂબેલા કુટુંબની કુલવધૂ આ ગીતમાં એની કરુણ કથા ગાઈ રહી છે. સમજી ?

પૂર્ણિમા : પણ એને કંઈ ગીત કહેવાય ?

વીણા : જીવનની યથાર્થતા ગાય તેને શા માટે ગીત ન કહેવાય ?

'લારા લપ્પા લારા લપ્પા' કે 'લાલ દુપટ્ટા મલમલકા' ને જ તમે ગીત કહેવાનાં કે ? એ ગીત નથી, માત્ર અર્થ-વિહીન આલાપ છે, જ્યારે આ સાચું ગીત છે. (ઘંટ વાગે છે) બકુલ ટુકડી જાય. બીજા આરામ કરે.

[ કેટલીક બાળાઓ જાય છે. કેટલીક આવે છે. વીણાબેન, કેતકી, નંદિની, પૂર્ણિમા બેસે છે. ]

વીણા : ગામડાની આ સ્થિતિ છે. અફીણ, ગાંજો, ભાંગ, તમાકુ, દારૂ ને ચાના વ્યસનમાં ડૂબેલા લોકોને એમની એ ગટર-ગંગામાંથી બહાર કાઢવાના છે. વ્યાજખાઉ માણસોની પકડમાંથી બચાવવાના છે.

પૂર્ણિમા : એ બધું કાંઈ સહેલું છે ?

વીણા : હાથમાં કામ લઈએ એટલે સહેલું. આજ સુધી એ તરફ જોયું જ ક્યાં હતું ? દારૂને દેશવટો દીધો. હવે અજ્ઞાનને હાંકી કાઢીશું. એ સાથે બધાં દૂષણો નાશ પામશે.

નંદિની : લોકો મોટા વ્યાજે પૈસા લેતા અટકશે કઈ રીતે ?

વીણા : સહકારી ધોરણે સરકાર જ ધીરશે. પછી છેતરાવાનો ભય નહિ રહે. આપણે એ બધું જ ગામડે ગામડે શરૂ કરવાનું છે.

પૂર્ણિમા : ઘણું મોટું કામ છે.

વીણા : પણ કરવા જેવું તો છે ને ?

કેતકી : છે જ.

વીણા : છતાં પૂર્ણિમાને આવા કરવા જેવા કામમાં રસ નથી. એને તો....

નંદિની : (કટાક્ષમાં) નરગીસ બનવું છે.

કેતકી : નખરાં કરવાં છે, માણસોનાં મન લોભાવવાં છે. ન ધનના ઢગલા કરવા છે.

[ હાસ્યનું મોજું ફેલાઈ જાય છે. એક બાઈ–હીરા કાંખમાં છોકરું લઈને પસાર થતી હોય છે ]

વીણા : ક્યાં ચાલી, હીરા ?

હીરા : મજૂરીએ.

કેતકી : કાંખમાં છોકરું ઘાલીને ?

હીરા : હોવે.

નંદિની : શું મજૂરી કરીશ ?

હીરા : તગારાં વહેવાનાં છે; ઘર ચણાય છે ઈયાં.

પૂર્ણિમા : પણ છોકરું ?

હીરા : ઝાડની ડાળે ખોયું બાંધીને સુવડાવી દઈશ.

કેતકી : ખરી છો !

હીરા : કાંઈ છૂટકો છે બેન ? પેટ ભરવું સહેલું નથી. આવજો, મારે મોડું થાય છે.

[ હીરા ચાલી જાય છે ]

વીણા : જોઈ આ હીરા ! આવી આ એક નથી. ગામડાની એકેએક સ્ત્રી, પુરુષની સાથોસાથ કામ કરતી હોય છે. સવારે રોટલા ટીપી, ભાથું બાંધી, મજૂરીએ હાજર. પથ્થર કે તગારાં વહેવરાવતી; મજૂરપાતની સાથોસાથ ગાડાં ધકેલતી; ખેતરમાં વાવતી લણતી ખેડૂતસ્ત્રીઓ તમે જોઈ. હવે કહો, ઘરનું કામકાજ કરતી ને કમાતી આ સ્ત્રીઓ કોઈ રીતે ઊતરે એમ છે ?

નંદિની : આપણે ત્યાં તો પુરુષ કમાય ને બૈરાં બેઠાં બેઠાં ખાય.

કેતકી : વાગોળે કે કૂથલી કરે.

વીણા : ક્રિયાશક્તિ ખોટે માર્ગે વેડફે.

નંદિની : ને પાછાં ગામડાની શ્રમજીવી પ્રજાને ગામડિયાં ભોથાં કહે !

વીણા : આપણા મધ્યમવર્ગની સ્થિતિ વિચારો. કુટુંબના વડીલ કમાતા હોય. એમની ટૂંકી કમાણી પર ટોળું નભતું હોય. કોઈ ભણતું હોય, કોઈ પરણતું હોય. કોઈ માંદું મરતું હોય, તો કોઈ પૈસા અવળે ધંધે વેડફી નાખતું હોય.

કેતકી : બધાનો બોજો એક જણને માથે.

નંદિની : એ એક જણ ગબડે ત્યારે બધા નિરાધાર.

કેતકી : પણ એ જીવે ત્યાં સુધી કોઈ હાથપગ નહિ હલાવે.

વીણા : જ્યારે અહીં જુવો. પુરુષની સાથે સ્ત્રી બાળકો સહુ પોતપોતાની શક્તિ અનુસાર શ્રમ કરે જ છે. કોઈ હરામનું ખાતું નથી.

નંદિની : છતાં આપણે સંસ્કારી, ને આ બધા ગામડિયા ગમાર !

વીણા : આ ગમારો જાણે છે કે શ્રમથી ઉત્પન્ન કરીએ તે જ સાચો પૈસો.

નંદિની : આપણે શ્રમ વિના ધનના ઢગલા જોઈએ છે.

કેતકી : મળી રહ્યા.

નંદિની : (કટાક્ષમાં) મળશે, આપણી આ નરગીસને.

[ફરી બધા ખડખડાટ હસી પડે છે. એક ખૂબ તંદુરસ્ત રૂપાળી છોકરી–પૂનમ–આવે છે.]

વીણા : આવ છોકરી, તારું નામ શું ?

છોકરી : પૂનમ.

કેતકી : વ્હા ! કેવું સરસ નામ !

પૂર્ણિમા : વીણાબેન, એના ગાલ તો જુઓ ! ગુલાબના ગોટા.

વીણા : લાલી લગાવી તો નથીને ? જોઈ લે જરા.

પૂર્ણિમા : ના રે ! હોઠ કેવા રાતા છે !

નંદિની : લીપસ્ટીક વિના.

પૂર્ણિમા : રૂપાળી છે હોં.

વીણા : તંદુરસ્ત હોય, તે રૂપાળું જ લાગે.

કેતકી : સિનેમામાં ગઈ હોય, તો ભલભલીને પાછી પાડે.

વીણા : એને એ સૃષ્ટિમાં લઈ જવાને બદલે, પેલી બધી સિનેમા-સ્ટારોને જ અહીં લાવીએ તો ?

પૂર્ણિમા : બિચ્ચારી ! હેરાન થઈ જાય.

વીણા : કેમ ! એમાં હેરાનગતિ શાની ! ખુલ્લી હવા લે. મુક્ત કંઠે ગીતો ગાય, ખેતરોમાં કામ કરે.

નંદિની : ને પરસેવાનો પૈસો પેદા કરે.

પૂર્ણિમા : ( ખભા ઉછાળી ) એ શું કામ એવું કરે ? બેઠાં બેઠાં ન કમાય.

બર થાદ રહ્યું છે. પણ પૂર્ણિમાની આંખો આગળ તો આલિશાન બંગલા ને શેવ્રોલેટો દોડતી હશે.

કેતકી : સોફા સેટ્સ ને પલંગો નાચતા હશે.

વીણા : પછી શું થાય ? એક વાત પૂછું. (દૂર બતાવી) પેલા ઝાડ તળે કોઈ બાઈ સૂતી છે. તું એમ સૂઈ શકે ખરી ?

પૂર્ણિમા : ના રે ! ઊંઘ શે આવે ?

વીણા : તારી ફૂણી કાયાને કાંકરા વાગશે. સાપ–વીંછીનો ડર લાગશે. ટાઢ, તડકો, વરસાદ ગભરાવ્યા કરશે. તું કે તારી સિનેમા સ્ટારો નિર્ભયતાથી ગાઢ નિંદર નહિ લઈ શકો. આ બાઈને એવી કશી ભીતિ છે ? મોજથી ઊંઘે છે ! પલંગોમાં પોઢતી ને પડખાં ઘસી રાત વીતાવતી સ્ત્રીઓ જ જાણે છે, કે ગાઢ નિદ્રાના સુખ પાસે સઘળું તુચ્છ છે.

કેતકી : છતાં પૂર્ણિમાબેનને પૂછશો, તો એ કહેશે....

નંદિની : (લ્હેંકો કરતી) મારે નરગીસ બનવું છે.

[બધા હસી પડે છે. ચાર પાંચ છોકરીઓ દોડતી આવે છે.]

એક : વીણાબેન, પેલી બાઈઓ રસી મુકાવતી નથી.

બીજી : ના પાડે છે.

ત્રીજી : લેડી ડોક્ટરે ઘણુંયે સમજાવી.

ચોથી : પણ કોઈ માનતું નથી

વીણા : કેમ ?

એક : કહે છે, ભૂવાના દોરાધાગાથી અમને મટી જાય !

બીજી : મેલડીની માનતા માની કે બસ. તરીઓ તાવેય

નંદિની : (ધૂણતી) મને ન ઓળખી? હું આરાસુરવાળી અંબા.
વીણા : હા, મા, હા. ઓળખ્યા.
નંદિની : સત્યાનાશ કાઢી નાખું.
વીણા : પણ માડી, કંઈ વાંક, ગુન્હો?
નંદિની : ગામના લોકો રસી કેમ મુકાવતા નથી?
વીણા : હું શું જાણું, મા?
નંદિની : બોલાવો એમને. આપો જવાબ.
એક બાઈ : ખમા માડીને. ભૂવો ના પાડે છે.
નંદિની : ભૂવો! હું મોટી કે એ?
બીજી બાઈ : તમે માડી, તમે.
નંદિની : ભૂવાનું જડમૂળ કાઢી નાખું.
ત્રીજી બાઈ : દયા કરો, માડી.
નંદિની : મારો હુકમ માથે ચડાવો છો કે નહિ?
ચોથી બાઈ : બોલો, માડી.
નંદિની : ગામમાં નાના મોટાં સો રસી મુકાવે.
એક બાઈ : ભલે માડી.
નંદિની : કોઈ બાકી ન રહે.
બીજી બાઈ : જેવો હુકમ, માડી.
નંદિની : જે અંબે! જે અંબે!

[નંદિની ધીમે ધીમે ધૂણતી અટકે છે. પાણીનું પ્યાલું પી સ્વસ્થ થાય છે. આંખો ઉઘાડે છે.]

નંદિની : વીણાબેન?
વીણા : હા, હું જ છું હોં. નંદિની, શાન્ત થા.

નંદિની : મને કંઈ થયું હતું.

વીણા : ના રે ના. (લોકોને) હવે તમે બધા વેરાઈ જાવ.

[ ટોળું વેરાય છે. ]

છોકરી : (હસતી) ચાલો, ચાલો. કામ પતી ગયું. માતાજી ધૂણ્યાં.

વીણા : સાથે ગામ પણ ધૂણશે.

છોકરી : હાં રે! હવે બધાંય આવશે. કોઈ પાછળ નહિ રહે. ચાલો.

[ છોકરીઓ જાય છે. ]

વીણા : પૂર્ણિમા, જોઈ આ વ્હેમી દશા! વિજ્ઞાનનો પવન તો અહીં વાયો પણ નથી. બધું ભૂવા પર આધાર રાખે છે. પ્રજાના આ વિશાળ સમુદાયને આ કાદવના કલણમાંથી કોણ બહાર ખેંચી કાઢશે?

પૂર્ણિમા : લાખો માણસ મથે ત્યારે થાય. એકલાનું ગજું નહિ.

કેતકી : ને એ કામ કરનારા માણસો જીવનભર આમાં ખૂંચી જનારા જોઈએ.

કેતકી : તો જ થોડીક પણ સિદ્ધિ મળે.

વીણા : પણ કરવું છે કોને? સૌને સુંવાળાં સુખનાં સ્વપ્નો સેવવાં છે. જોને આપણી પૂર્ણિમા.......

નંદિની : (લટકો કરતી કટાક્ષમાં) હાં રે, એને તો નરગીસ બનવું છે.

[ફરી કિલકિલાટથી વાતાવરણ ગાજી ઊઠે છે. ત્યાં એક ટોળું બનીઠનીને આવે છે. જાણે વિવાહમાં જતું હોય તેવા ઠાઠથી.]

વીણા : ક્યાં જાવ છો, બેનો?

એક : લગનમાં.

વીણા : કોના?

બીજી : (એક નાની છોકરી બતાવી) આ કમળીના.

પૂર્ણિમા : આ તો ઢીંગલી છે!

કેતકી : આના તે લગન હોય?

નંદિની : બાળલગ્ન નહિ કરવાનો કાયદો થયો છે. ખબર નથી?

પૂર્ણિમા : પોલીસ પકડી જશે.

એક : ઈ અમને શી ખબર પડે, બોન? મોટા જાણે.

બીજી : આવજો.

[ ચાલ્યા જાય છે. ]

વીણા : જોઈ આ પરિસ્થિતિ? કાયદો છે, છતાં લગ્ન લેવાયાં છે! પોલીસને પાંચ પચીસ આપશે. આંખમાં ધૂળ નાખશે. ને ફેરા ફેરવી દેશે.

કેતકી : માબાપ કન્યાદાન દેવાના કોડ પૂરા કરશે.

પૂર્ણિમા : આવડી નાનકડી છોકરી કન્યાદાનમાં સમજે શું?

નંદિની : કશું જ નહિ. સમજશે ત્યારે માથે પડેલું ભોગવવાનું રહેશે જીવનભર.

વીણા : હવે કહો? આમને કોણ કહેશે, કે તમે સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવનાર નારીઓ છો? જડ, નિર્જીવ વસ્તુઓ નથી કે તમારું કોઈને દાન દઈ શકાય.

પૂર્ણિમા : હા હોં! જીવતી વસ્તુનું દાન દેવાય?

કેતકી : આપણે કંઈ ઓછા હીરાની વીંટી કે ગ્રામોફોનની પેટી છીએ, કે કોઈને આપી દેવાય?

નંદિની : આજસુધી તો સહુ એમ જ માનતા આવ્યા છે.

વીણા : એમાં હવે ક્રાંતિ આવવી જોઈએ. સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર કરવો પડશે.

પૂર્ણિમા : પણ વીણાબેન, એ તો કેટલું મોટું કાર્ય છે!

વીણા : મોટું છે એટલે જ એ કરવા જેવું છે.

કેતકી : પણ પૂર્ણિમાને તો....

નંદિની : (લટકો કરી) નરગીસ બનવું છે!

[બધાં હસી પડે છે.]

વીણા : નંદિની, તું ને કેતકી બન્ને ઊઠો. સુધાબેનને ખબર આપો. એ ફોજદારને મળે ને આ લગન અટકાવે.

નંદિની : ભલે, આ જઈએ.

[બન્ને જાય છે. પળભર શાન્તિ વીણાબેન પૂર્ણિમાના ખભે સ્નેહથી હાથ મૂકે છે.]

વીણા : શું વિચાર કરે છે, પૂર્ણિમા ?

પૂર્ણિમા : તમે મને બહુ મૂંઝવણમાં મૂકી દીધી.

વીણા : એ માટે તો અહીં લાવી હતી. સિનેમા સ્ટાર બનવું છે કે ગ્રામસેવિકા ?

પૂર્ણિમા : હસો નહિ, તો એક વાત પૂછું. હું કોના જેવી લાગું છું ?

વીણા : પૂર્ણિમા જેવી.

પૂર્ણિમા : એમ નહિ. કઈ સ્ટાર જેવી ?

વીણા : એકે સ્ટાર જેવી નહિ.

પૂર્ણિમા : નરગીસ....

વીણા : બિલકુલ નહિ.

પૂર્ણિમા : પણ........

વીણા : એનો એક અંશ પણ તારામાં નથી.

પૂર્ણિમા : મારી માસીના ડાયરેકટર તો કહેતા હતા કે હું નરગીસ જેવી છું.

વીણા : તારી માસીને સારું લગાડવા કહેતા હશે. એ લાઇનમાં મસ્કો જરા વધારે વપરાય છે.

પૂર્ણિમા : ના, ના, પણ તમને ખરેખર એમ લાગે છે?

વીણા : એમાં લાગવા જેવું છે શું? નરગીસ હોવાનો ભ્રમ છોડી દે એમાં જ તારું ભલું છે. પૂર્ણિમા, તારામાં એવી કોઈ શક્તિ હોત તો મેં એનો સ્વીકાર કર્યો જ હોત. તારા જેવી કેટલીયે છોકરીઓ આવા ખોટા તરંગોમાં રાચે છે, ને વાસ્તવિક જગતથી દૂર, સ્વપ્નોની દુનિયામાં રહેતી થઈ જાય છે. આ બહુ હાનિકારક કહેવાય. આપણે આપણી શક્તિ તેમજ મર્યાદા બન્નેનો વિચાર કરીને જીવનનું ઘડતર કરવું જોઈએ.

પૂર્ણિમા : હું આજ સુધી ભ્રમમાં જ હતી, વીણાબેન.

વીણા : ખોટા ખ્યાલોની એ ખ્વાબી દુનિયામાંથી બહાર આવ. આ નક્કર ધરતી પર તારો પગ મૂક. કેટકેટલું કામ તારી સામે પડયું છે? દેશની આ આમજનતા પર આળસના, અજ્ઞાનના થર જામ્યા છે. તે હઠાવવાનાં છે. એ તમારા જેવી, ઉત્સાહથી થનગનતી બહેનો વિના કોણ કરશે? પૂર્ણિમા, તને મારી વાત સમજાય છે?

પૂર્ણિમા : હા, વીણાબેન, પૂરેપૂરી સમજાય છે.

[ દૂરથી ગીત સંભળાય છે. ]

મને સૂણવો ગમે તારો સાદ, ઓ માતા ધરતી!

પૂર્ણિમા : કોણ ગાય છે?

વીણા : નંદિની.

પૂર્ણિમા : કેવું મધુર ગીત!

[નંદિની ગવરાવતી આવે છે, એક શાળાની
ને બીજી ગ્રામણાળા એમ સમૂહમાં સૌ ગરબો
ગાવા માંડે છે, પૂર્ણિમા એમાં જોડાય છે.]

મને સૂણવો ગમે તારો સાદ, ઓ માતા ધરતી!
બંધ બાંધી ખેતરોને સીંચીશું પાણીડાં,
જોશું ના ટાઢ તાપ, હાંકીશું ધોરીડા,
તને ધાન્યનો ધરીશું પ્રસાદ, ઓ માતા ધરતી!—મને
ડુંગરની ધાર વીંધી રચીશું મારગડા,
રોપીશું વૃક્ષવેલ, સોહી રૂહે વનવગડા,
વ્યોમે મલકાશે પૂનમનો ચાંદ, ઓ માતા ધરતી!—મને
રોપો કપાસ, અંગ ઢાંકો સૌ લોકનાં,
વાવો અનાજ, પેટ ભરવાં છે રંકના,
અમે હૈયે ઝીલ્યો તારો નાદ, ઓ માતા ધરતી!—મને
સ્વપ્નોની દુનિયાને સાચી બનાવશું,
મોટા મહેલ ધરા નક્કર પર બાંધશું,
ઊંચે ઊડતાં રહો તારી યાદ, ઓ માતા ધરતી!—મને
[પડદો પડે છે]

# વૃક્ષનું વેર

[જાગીરદાર અજીતસિંહના બંગલાનો એક વિશાળ અને સુસજ્જ ખંડ ડાબી બાજુએ પ્રવેશદ્વાર. પાસે નાના ટેબલ પર ટેલિફોન. જમણીબાજુએ, અંગ્રેજી ઢબની ઊંચી 'ફાયર-પ્લેસ.' પાસે આરામખુરસીમાં અજીતસિંહજી બેઠા બેઠા તાપે છે. જમીન પર પડેલા ખોખામાંથી લાકડાના ટુકડા લઈ ફાયર પ્લેસમાં નાખતા રહે છે વચ્ચે ભીંતને અઢેલીને પડેલા ટેબલ પર રેડિયો છે. એના મીઠા ધીમા સૂર હવામાં ફેલાતા રહે છે. રેડિયોની ઉપર, ભીંતમાં ફ્રેમમાં મઢેલો સ્વ. કર્નલ મહેન્દ્ર-સિંહજીનો ફોટો. એ અજીતસિંહજીના દાદા થાય.

તખ્તાની મધ્યમાં સોફા સેટ. સોફા પર અજીતસિંહનો પુત્ર ભૂપેન્દ્ર લંબાવીને સૂતો છે. તે આળસ મરડી બેઠો થાય છે.]

ભૂપેન્દ્ર : (બગાસુ ખાઈ) બાપુ, રેડિયો ચાલુ રાખું કે બંધ કરું ?

અજીત : ભલે વાગે ધીમે ધીમે, ભૂપેન્દ્ર.

[ કૂંજાના કટોરા લઈ ગોવુભા આવે છે. બન્નેને આપે છે, ને પોતે બારીઓ બંધ કરવા લાગે છે. જમણી બાજુની અને સામેની ભીંતે આવેલી બન્ને બારીઓ બંધ કરે છે.]

અજીત : એક બારી ભલે ઉઘાડી રહી, ગોવુભા. પવન આવે.

ગોવુભા : ના બાપા, પવન ઠંડો હિમ છે. શરદીબરદી થઈ જાય.

અજીત : કંઈ શરદી નહિ થાય.

ગોવુભા : પણ અન્નદાતા, ઉપર જાળિયું ખુલ્લું છે. પવન સડેડાટ હાલ્યો આવે છે.

અજીત : ઠીક ચાલશે. તું તારું ધાર્યું કરીશ.

ભૂપેન્દ્ર : મારી પથારી કરી, ગોવુભા ?

ગોવુભા : હા, બાપુ, તૈયાર છે.

ભૂપેન્દ્ર : હું સૂવા જાઉં છું, બાપુ.

અજીત : ભલે.

[ ભૂપેન્દ્ર સૂવા માટે જાય છે. ]

ગોવુભા : તમે ય ઊઠોને, અન્નદાતા ! ક્યાં સુધી બેઠા રહેશો ?

અજીત : ઉંમર થાય એમ ઊંઘ ઓછી થાય, ગોવુભા. શી ઉતાવળ છે ? બેઠા છીએ.

ગોવુભા : હા, ઈ વાત સાચી. મારી આંખ બેના ટકોરા પહેલાં મીંચાતી નથી, બાપુ. ( તાપણા પાસે આવી ) શિયાળાની રાતનું તાપણું લાગે છે મીઠું.

અજીત : બેચાર ટુકડા લાકડાના નાખ. ચેતે.

ગોવુભા : ( નાખતો ) તાહેરઅલીએ લાકડું સારું મોકલ્યું છે. જરાય ધુમાડિયું નથી.

અજીત : કેમ ન મોકલે ? તાહેરઅલીના બાપ અબ્બાસઅલીને આપણે આપણા જંગલનાં ઈમારતી લાકડાં કાપવાનો

ઇન્તિરો આવ્યો હતો. એમાંથી લાખો કમાયો.

ગોવુભા : લ્યો કહો ! પછી કેમ ન મોકલે ? (ઊભો થઈ) ભૂપેન્દ્ર-બાપુને ઓઢણ કરી આવું. પછી નિરાંતે બેસું.

અજીત : ભલે જઈ આવ.

ગોવુભા : આલ્યું રેડિયું બોલતું બંધ કરું ?

અજીત : ના, છો વાગે.

ગોવુભા : તમને ઠીક ફાવે છે ! મને તો આમ કોઈ એકલું એકલું બબડ્યા કરે, ઈની બીક લાગે. બત્તી ઝીણી કરું ?

અજીત : હા, નાની લાઈટ કર.

[ગોવુભા નાની લાઈટ કરે છે. દૂધના પ્યાલા લઈ બારણું વાસી બહાર જાય છે. અજીતસિંહજી ઝોકે ચડે છે. થોડી વારે એ શાંત વાતાવરણ થડ્ થડ્ એવા અવાજથી ખળભળી ઊઠે છે. અજીતસિંહ ચોંકીને બેઠા થઈ જાય છે.]

અજીત : (બૂમ પાડી) ભૂપેન્દ્ર ! ગોવુભા !

[બન્ને જાણા દોડતા આવે છે. ભૂપેન્દ્ર લાઈટ કરે છે.]

ભૂપેન્દ્ર : શું છે બાપુ ?

ગોવુભા : થયું શું, અન્નદાતા ?

ભૂપેન્દ્ર : શાનો ધડાકો થયો ?

અજીત : ગોળી છૂટી એ ચોક્કસ. સનન્ કરતી મારા કાન પાસેથી પસાર થઈ ગઈ.

ગોવુભા : હાય ! હાય !

ભૂપેન્દ્ર : કોણે ફોડી હશે ?

અજીત : પ્રભુ જાણે, રેડિયા સાથે અથડાઈ હોવી જોઈએ. એકાએક ઘણઘણીને બંધ પડી ગયો હતો.

ભૂપેન્દ્ર : (રેડિયો નજીક જઈ) સાચી વાત બાપુ. ઉપર ઘસારો છે. એની જગાએથી ખસી પણ ગયો છે.

અજીત : પણ ગોળી છૂટી ક્યાંથી ?

ગોવુભા : બારીઓ મેં બંધ કરી હતી. જતી વખતે બારણુંયે વાસ્યું હતું.

ભૂપેન્દ્ર : અંદર કોઈ આવી શકે એવુંયે નથી.

અજીત : હું પણ એ જ વિચાર કરું છું. ગોળીબાર થયો ક્યાંથી ?

ગોવુભા : પુલીસને ખબર આપો, અન્નદાતા.

અજીત : હા, તું એમ કર, ભૂપેન્દ્ર. ઈન્સ્પેકટર રાઠોડને ફોન કર.

[ભૂપેન્દ્ર ડાબી બાજુએ જઈ ફોન જોડે છે.]

ભૂપેન્દ્ર : કોણ ? ઈન્સ્પેકટર રાઠોડ ? હા સાહેબ, તમારું જ કામ છે. હું ભૂપેન્દ્ર. અજીતસિંહ બાપુના બંગલેથી વાત કરું છું. બાપુ પર કોઈએ ગોળીબાર કર્યો છે. ના, ના, એવું કંઈ જ નથી. વાગ્યું કર્યું નથી. ગોળી પાસેથી પસાર થઈ ગઈ એટલું જ. ચિંતા જેવું નથી. તો તમે આવો છો ને ? ભલે, બાપુ રાહ જુવે છે. (ફોન મૂકી) રાઠોડ હમણાં જ આવે છે, બાપુ.

અજીત : રાઠોડ જરા બુદ્ધિનો બુઠ્ઠો છે. ભૂપેન્દ્ર, તું એમ કર. સુરેન્દ્રને ફોન કર. ઈન્ટેલીજન્સ બ્રાન્ચમાં એના જેવો તીવ્ર કલ્પનાશક્તિવાળો બીજો અમલદાર નથી. મારું નામ દેજે. તરત દોડતો આવશે.

ભૂપેન્દ્ર : (ફોન ડિરેકટરીમાં નંબર જોઈ ફોન જોડી) હેલાવ, હેલાવ. મારે સુરેન્દ્રસિંહજીનું કામ છે. ઓહો ! આપ જ કે ? હું અજીતબાપુના બંગલેથી ફોન કરું છું આપ આવી જશો ? બાપુને આપનું કામ છે. ખાસ કામ વિના તો

ન જ બોલાવે. કોઈએ ગોળી છોડી, પણ બાપુને વાગી નથી. પાસેથી પસાર થઈ ગઈ. તરત જ આવો છો? સારું. (ફોન મૂકી) આવે છે.

[ બહાર હોર્ન વાગે છે. ]

અજીત : ઈન્સ્પેકટર રાઠોડ. ગોવુભા, અંદર લઈ આવો.

[ ગોવુભા બહાર જાય છે. ચાર માણસો સાથે પાછો ફરે છે. આગળ છે ઈન્સ્પેકટર રાઠોડ, જાડા પાડા જેવા, સાથે એમનો કલાર્ક, ને બે પોલીસો. ]

અજીત : આવો ઈન્સ્પેકટર રાઠોડ.

રાઠોડ : (આગળ આવી હાથ મિલાવી) થેન્ક, ગૉડ. આપને કશી ઈજા થઈ નહિ. બન્યું શું, મારા મહેરબાન ?

અજીત : એ તમારે શોધી કાઢવાનું. હું તો થોડી ઘણી માહિતી પૂરી પાડી શકું.

રાઠોડ : અમારે એની જ જરૂર છે, મારા સાહેબ. અરે મિ. ચોહાણ, તમે હકીકત નોંધતા જાવ. ચાલો.

[ મી. ચૌહાણ સોફા પર બેસી લખવા માંડે છે. ત્યાં સુરેન્દ્ર પ્રવેશ કરે છે ]

સુરેન્દ્ર : કેમ, અજીત ! તારો વળી કોણ દુશ્મન પાક્યો ?

અજીત : આવ સુરેન્દ્ર, એની જ શોધખોળ ચાલે છે. ઈન્સ્પેકટર રાઠોડ એની તપાસમાં જ આવ્યા છે.

સુરેન્દ્ર : થયું ત્યારે. પકડાયો સમજી લે. રાઠોડનો રાઠોડીપંજો પડ્યો, એ મૂવો સમજો.

રાઠોડ : (મલકાતો) આપણે તો મહેનત કરી છૂટીએ, મારા મહેરબાન. હાં સાહેબ, બોલો, શું બન્યું ?

[ આ વાતચીત દરમિયાન સુરેન્દ્ર ઓરડામાં આંટાફેરા મારતો હોય છે. ]

અજીત : હું અહીં તાપતો બેઠો હતો. ઊંઘમાં આવેલો એટલે આંખો મીંચી ઝોકા ખાતો હતો. ત્યાં અચાનક....

રાઠોડ : બારીબારણાં બંધ હતાં ?

ભૂપેન્દ્ર : હા, બધાં જ.

ગોવુભા : મેં મારી જાતે બંધ કરેલાં. સાહેબ ના પાડતા હતા તોય. એક આ જાળિયું ઉઘાડું હતું.

અજીત : એમાંથી કોઈ ઊતરી આવે તેમ નથી. જાળી છે.

રાઠોડ : આગળનું બારણું બંધ હતું ?

ગોવુભા : ઇયે હું ગયો ત્યારે બંધ કરીને ગયો હતો.

રાઠોડ : હં ! પછી ?

અજીત : ત્યાં અચાનક સનન્ કરતી ગોળી મારા કાન પાસેથી પસાર થઈ ગઈ ન હોય એવું લાગ્યું. ને હું ચમકીને બેઠો થઈ ગયો.

[ સુરેન્દ્ર રેડિયો પાસે જઈ તપાસતો ઊભો છે. ]

રાઠોડ : ગોળીબારનો અવાજ બીજા કોઈને સંભળાયો હતો ?

ગોવુભા : હા સાહેબ, હું પાછો આવતો હતો, ત્યાં ધડીમ અવાજ સંભળાયો.

ભૂપેન્દ્ર : મેં પણ સાંભળેલો.

ગોવુભા : બાપુની બૂમ સાંભળી હું દોડતો આવ્યો ને પાછળ ભૂપેન્દ્રભાઈ.

રાઠોડ : એ વખતે બારણું બંધ હતું ?

ગોવુભા : હા. બરાબર. મેં ઉઘાડયું ને અમે અંદર આવ્યા.

અજીત : એ પછી તમને ફોન કરી બોલાવ્યા.

રાઠોડ : સારું કર્યું. આ બંગલામાં બીજું કોણ કોણ રહે છે? કોઈ શંકા આવે એવા માણસો?

અજીત : શંકા આવે એવા તો કોઈ જ નહિ. બધા વિશ્વાસુ માણસો છે. માળી છે, દરવાન છે, રસોઈયો છે.

રાઠોડ : એ બધાને પોલીસ ચોકીએ પૂછપરછ માટે લઈ જવા પડશે, સાહેબ. ગોળીબારનો મામલો છે. ઊંડી તપાસ કરવી પડશે. (ગોવુભાને) તારે પણ આવવું પડશે.

ગોવુભા : મારે! માબાપ, જો જો ક્યાંઈ મને સંડોવી ન દેતા.

સુરેન્દ્ર : (પાછળ ફરી) પોલીસખાતું છે. એનું કંઈ કહેવાય નહિ.

અજીત : ડરશો નહિ ગોવુભા, જઈ આવો. પૂછે એના જવાબ દેજો. ઈન્સ્પેક્ટર રાઠોડ, ગોવુભા મારા ખાસ માણસ છે.

રાઠોડ : તોય સાહેબ, જાણો છો ને? અમારું કામ જ એવું. દુનિયામાં કોઈ સારો છે, એવું અમે માનીએ જ નહિ.

અજીત : સાચું છે. દરેકમાં કોઈ ને કોઈ નબળાઈ તો હોય જ છે.

રાઠોડ : ને એ નબળાઈની ઘડીમાં, ખૂબ સારો મનાતો માણસ પણ, એના સ્વભાવથી વિરુદ્ધ વર્તે છે. ચાલો ત્યારે હવે હું જઈશ. મારે હજી એક બીજે ઠેકાણે પણ પહોંચી વળવાનું છે. મિ. ચૌહાણ, તમે બધી વિગતો નોંધી લીધી?

ચૌહાણ : હાજી.

રાઠોડ : ચાલો, ગુડ ઈવનીંગ. જરૂર પડયે બીજી મુલાકાત લઈશું. મિ. ચૌહાણ, તમે આ બધાને લઈ, આવી પહોંચો.

ચૌહાણ : ભલે સાહેબ.

અજીત : આવજો ઈન્સ્પેક્ટર રાઠોડ.

[બધા જાય છે. ગોવુભાને પણ લઈ જાય છે. સુરેન્દ્ર નજીક આવે છે.]

સુરેન્દ્ર : આવ્યા અને ગયા !

અજીત : કેમ ? નોંધ તો કરી ગયો. કામ કાગળિયે કર્યું એટલે પતી ગયું.

સુરેન્દ્ર : બોલ અજીત, હવે હું પૂછું એનો જવાબ આપ. ગોળી ક્યાંથી ક્યાં પસાર થઈ?

અજીત : મારા કાન પાસેથી.

સુરેન્દ્ર : પછી ?

અજીત : પેલા રેડિયો સાથે અથડાઈ.

સુરેન્દ્ર : રેડિયો વાગતો હતો ?

અજીત : હા, તે બંધ પડી ગયો.

ભૂપેન્દ્ર : એની જગાએથી ખસી પણ ગયો છે.

સુરેન્દ્ર : મેં જોયો.

સુરેન્દ્ર : તેં કહ્યું કે ગોળી કાન પાસેથી પસાર થઈ ગઈ, ત્યારે તારા કાનની પાછળ આવેલી જગા તરફ જ મારી નજર જાય ને? ગોળી પણ મેં શોધી કાઢી છે,

ભૂપેન્દ્ર : (વિસ્મયથી) હેં !

અજીત : ક્યાં છે ?

સુરેન્દ્ર : રેડિયો સાથે અથડાઈ ને એની દિશા બદલાઈ: (બારી બતાવી) આ બારીના લાકડામાં પેસી ગઈ હતી. મેં ખોતરી કાઢી છે. (મૂઠી ઉઘાડી) આ રહી.

ભૂપેન્દ્ર : આ ગોળી !

સુરેન્દ્ર : આજની એકે બંદૂકમાં આવી ગોળી વપરાતી નથી.

અજીત : પણ આજથી પચાસેક વર્ષ પહેલાં એનો વપરાશ હતો.

સુરેન્દ્ર : શી ખાતરી ?

અજીત : ભૂપેન્દ્ર, જા, મારા ઓરડામાં કબાટ છે. તેના ખાનામાં આવી કેટલીક ગોળીઓ છે. તે લાવીને સુરેન્દ્ર કાકાને બતાવ.

[ ભૂપેન્દ્ર જાય છે ]

સુરેન્દ્ર : હં ! પહેલાં આ ગોળી વપરાતી ખરી.

અજીત : આને માટેની નળી પણ બહુ મોટી હતી. આપણા ઘરમાં જૂની પિસ્તોલો પણ છે. એમાં આવી ગોળી વાપરી શકાય.

[ભૂપેન્દ્ર આવે છે. અજીતસિંહના હાથમાં બે ગોળીઓ આપે છે.]

અજીત : જો આમાંની જ છે ને ?

સુરેન્દ્ર : બરાબર.

અજીત : બીજી સાબિતી. ભૂપેન્દ્ર, બંદૂકવાલા શેઠને ફોન કરી બોલાવ. એ જોતાં જ કહી દેશે.

ભૂપેન્દ્ર : (ફોન જોડી) એલાવ ! એલાવ ! શેઠ નથી ? ફરવા ગયા છે ? જરા એમને કહેવરાવશો કે અજીતબાપુ યાદ કરે છે ? આવી જાય તો સારૂં. ( ફોન મૂકી ) માણસ કહેવા માટે ગયો છે.

સુરેન્દ્ર : આનો અર્થ એ, કે તારા પર કોઈ જરી પૂરાણી બંદૂકનો ઉપયોગ થયો છે. હવે બીજી વાત.

અજીત : બોલ.

સુરેન્દ્ર : તું કહે છે કે બારીબારણાં બંધ હતાં.

અજીત : હતાં જ.

સુરેન્દ્ર : તો ખૂની આવ્યો ક્યાંથી ?

અજીત : એ જ રહસ્યભરી વાત છે.

સુરેન્દ્ર : જાળિયામાંથી અવાય એવું નથી.

અજીત : લોઢાની જાળી જડેલી છે.

સુરેન્દ્ર : એમાંથી પવન આવી શકે, માણસ નહિ. એટલે આવવું હોય, તો મોટા બારણાથી જ આવવું પડે. બારણાનું હેન્ડલ આસ્તેથી ઉઘાડે, ને અંદર આવે.

અજીત : પછી ?

સુરેન્દ્ર : ગોળી સીધી ગઈ નથી. નીચેથી ઊંચે ગઈ છે. તારા કાન પાસેથી પસાર થઈ, પાછળ ઊંચા ટેબલ પર પડેલા રેડિયો સાથે અથડાઈ અને બારીના લાકડામાં ખૂંચી. એટલે કે ખૂનીએ અંદર આવી ભોંયતળિયે લાંબા પડી, નિશાન લઈ બંદૂક ફોડી.

અજીત : આટલે નજીકથી કોઈ નિશાન ચૂકે ?

સુરેન્દ્ર : એ જ બતાવે છે કે ખૂની સારો નિશાનબાજ નથી. અણઘડ છે,

અજીત : પણ અંદર આવે કોણ ?

ભૂપેન્દ્ર : ધારો કે કોઈ આવે, તો પણ બંદૂક ફોડીને નાસે કઈ રીતે ? બહારના ઓરડામાં જ ગોવુભા હતા. હું પણ તરત જ પાછળ દોડતો આવ્યો હતો.

સુરેન્દ્ર : બારણું બંધ કરીને નાસવા જેટલો સમય ખૂનીને મળ્યો જ નથી, એમ તારું કહેવું છે ?

અજીત : હા, નાસે તો બારણું ખુલ્લું મૂકીને નાસે.

ભૂપેન્દ્ર : પણ ગોવુભા તો એ ઓરડામાં જ હતા.

અજીત : એટલે પકડાઈ ગયા વિના રહે જ નહિ.

સુરેન્દ્ર : આનો અર્થ એ, કે ખૂની બહારથી આવ્યો હોવાનો

સંભવ નથી. (અટકી, વિચાર કરી) ઓરડામાં છુપાઈ રહ્યો ન હોય !

અજીત : હા, એ વિચારવા જેવું ખરું.

સુરેન્દ્ર : ઓરડામાં છુપાઈને રહેલા ખૂનીએ જ ગોળી છોડી છે.

ભૂપેન્દ્ર : પણ પછી નાસીને જાય ક્યાં ?

સુરેન્દ્ર : ઓરડામાં જ રહે. શા માટે નાસે ?

ભૂપેન્દ્ર : ( ચમકી, ચારે બાજુ જોતા ) અહીં !

સુરેન્દ્ર : ડર નહિ. અત્યાર સુધી એ અહીં રહે એવો મૂર્ખ નહિ હોય. તમે અંદર આવો, તે દરમિયાન એ બહાર નીકળી જાય. તમારા ગભરાટનો લાભ લે. આપણી બે આંખ પણ ચોરની ચાર હોય. (અજીતસિંહની ખુરસીમાં બેસી) ખુરસી ઘણી સારી છે ! આરામથી સૂઈ શકાય. (તાપતો) બાપુને આવી ફાયરપ્લેસનો શોખ ક્યાંથી ? વિલાયતની ટેવ પડી હશે ? જો કે સગવડ આમાં વધારે સચવાય છે, ખોટી ના નહિ. ( ખોખામાંથી લાકડાનો ટુકડો લઈ ) ઓહો ! બળતણ માટે પણ આવું સારું લાકડું વાપરે છે ?

અજીત : સક્તિયા આવે છે, તેથી વપરાય છે.

સુરેન્દ્ર : ક્યાંથી ?

અજીત : લાતીવાળો તાહેરઅલી મોકલે છે.

સુરેન્દ્ર : તાહેર !

અજીત : આપણો માણસ છે. એના બાપ અબ્બાસઅલીને મારા બાપુએ આપણા જંગલના લાકડા કાપવાનો ઈજારો આપેલો. હજી સંબંધ જાળવે છે.

સુરેન્દ્ર : એને જરા બોલાવીશું ?

અજીત : શા માટે નહિ ? દોડ્યો આવશે. ભૂપેન્દ્ર, તાહેરને ફોન કરી બોલાવ.

[ભૂપેન્દ્ર ફોન જોડે છે.]

ભૂપેન્દ્ર : એલાવ ! એલાવ ! શેઠ નથી ? ઘેર ગયા છે ? તમે જરા કહેવરાવો આવી જાય. હા, આપણે બંગલે. અજીતબાપુ બોલાવે છે. (ફોન મૂકી) ગુમાસ્તો બોલાવવા ગયો છે.

સુરેન્દ્ર : (લાકડું તપાસતો) ફરનિચરના ટુકડા લાગે છે !

અજીત : હા, બનાવતાં ટુકડા પડે તે અહીં મોકલે છે.

[સુરેન્દ્ર બારી પાસે જઈ, ઉઘાડી, બહાર નજર નાખે છે]

સુરેન્દ્ર : અંધારું ઘોર છે. બારી ઊઘાડી બહાર કૂદી પડાય, તો નાસી છૂટાય ખરું. પાછળ જ વાડ છે. ઠેકીને બહાર.

ભૂપેન્દ્ર : પણ બારીની સ્ટોપર અંદરથી ચડાવેલી છે. જુવો.

સુરેન્દ્ર : સાચું. જનાર ઉઘાડીને જાય, પણ પાછી બંધ કોણ કરે ? આ માર્ગનો ઉપયોગ એ ન જ કરી શકે. (ભીંત પર નજર કરી) અરે, અજીત ? આ ફોટો કોનો છે ?

અજીત : દાદાજીનો.

સુરેન્દ્ર : એટલે કે બાપુના બાપાનો !

અજીત : હા, કર્નલ મહેન્દ્રસિંહજીનો.

સુરેન્દ્ર : કર્નલ મહેન્દ્રસિંહ ! ઘડપણમાં જેમનું મગજ અસ્થિર થઈ ગયું હતું તે ?

અજીત : હા, એજ. ઝાડ દેખ્યું કે ગોળી મારતા.

ભૂપેન્દ્ર : (વિસ્મયથી) કેમ બાપુ ?

અજીત : એમના મનમાં ભૂત ભરાઈ ગયેલું કે ઝાડમાં એમનો ખૂની સંતાયો છે. એટલે ઝાડ જોતા કે ફેર કરતા. પછી

તો એ જ એમનું મુખ્ય કાર્ય થઈ પડેલું.

સુરેન્દ્ર : હં ! વાત બહુ વિસ્મય પમાડે તેવી છે.

અજીત : આપણા જંગલનું એકે ઝાડ એમણે બાકી મૂકયું નહિ હોય. બધાંને વીંધી નાખેલાં. જંગલમાંથી બંદૂકના અવાજ સંભળાય કે અમે બોલતા, 'દાદાજીએ દુશ્મનને ઠાર કર્યા.'

સુરેન્દ્ર : આવી ઘેલછાનું કંઈ કારણ ?

અજીત : અમને ઠેઠ સુધી કંઈ સમજાયું નહિ. મારા બાપુ પણ કંટાળી ગયેલા. એમણે અબ્દુલાને બોલાવી જંગલનાં લાકડાં કાપવાનો ઈજારો આપી દીધો. એણે આખું જંગલ કપાવી નાખ્યું, ને પૈસા કરી લીધા.

સુરેન્દ્ર : કઈ રીતે ?

અજીત : એને તક મળી ગઈ. એ જમાનામાં યુરોપમાં લોઢાની કે સિમેન્ટની પાઈપ લાઈનો ન હતી, લાકડાની બનતી. લેઈટ મહારાજા ભૂપસિંહજી વિલાયતમાં જ રહેતા, અને રિયાસતમાં આવતા ત્યારે ત્યાંનું અનુકરણ આ નાના ગામમાં પણ કરતા. મહારાજા સાહેબને આપણા ગામમાં પાઈપ નંખાવવાનો શોખ થયો. એને માટે ઝાડનાં ઝાડ ઢાળી દીધાં. ગામને પાઈપલાઈન મળી, ને અબ્દુલાને દોલત મળી. આપણે પણ સારું કમાયા.

[ઘંટડી વાગે છે. ભૂપેન્દ્ર બારણું ઉઘાડે છે. તાહેરઅલી શેઠ અંદર આવે છે.]

અજીત : આવો તાહેરઅલી શેઠ, તમારી જ રાહ જોવાય છે.

તાહેર : (સલામ કરી) સાહેબની નિગાહ ઘની હોજો. શું કામ પડયું સેવકનું ?

અજીત : બેસો આ ખુરસીમાં.

તાહેર : (બેસતો) દોરતો આયો. ગુમાસ્તે ખબર દીધી કે બંગલેથી ફોન છે. ફીકર થઈ, કે શું હશે, શું નહિ ? લાવ તુરત ખબર કાઢું. બોલો સાહેબ, સેવકનું જે કામ હોય, તે ફેરમાવો. જરાબી ભેદભાવ રાખશો નહિ.

સુરેન્દ્ર : તમારી દાઢી સાચી છે કે ખોટી એ જાણવું છે.

તાહેર : મારી દાઢી ખોટી ? શું બોલો છો, શેઠ ?

ભૂપેન્દ્ર : લાગે છે તો સાચી.

તાહેર : પન આ બદ્ધું છે શું ? મારી દાઢી ખોટી ?

અજીત : ના તાહેરઅલી. સાચી છે.

તાહેર : મુને તો ગભરામન થઈ આવી.

સુરેન્દ્ર : અમે તો જરા ગમ્મત કરતા હતા.

તાહેર : આવી ગમ્મત ! આય ખાનડાનમાં આવી ગમ્મત કદી દીઠી નથી, સારા શેઠ. શું કહો છો, અજીતબાપુ ?

અજીત : સુરેન્દ્ર કહે છે કે જેની દાઢી સાચી, તે માણસ કદી જૂઠું ન બોલે.

સુરેન્દ્ર : હા, એમ જ. એની જબાન સાચી. તાહેરઅલી કદી જૂઠું નહિ બોલે

તાહેર : (હસી પડી) તે શું ટમે મારી મશકરી કરતા હતા, શેઠિયા ? હીહીહીહી. મહેરબાન, આય દાઢીના બાલની કિંમત, મૂંછના બાલથી બી વઢી જાય છે. સમજ્યા ? શેઠ તાહેરઅલી લાકડાવાલાની દાઢી છે. ગામમાં કહેવત છે એ જાનો છો ?

અજીત : શું કહેવત છે ?

તાહેર : તાહેરની દાઢી, ને ફીદાની મૂંછ; દાઢીનો ડંકો ને મૂંછ થઈ પૂંછ.

ભૂપેન્દ્ર : એટલે શું ? સમજાવો તો ખરા.

તાહેર : સખાવત કરવાની હતી. શેઠ ફીદાઅલી હરરવાલાએ હસતાં હસતાં મૂંછનો બાલ મૂક્યો. સામે આ તાહેર-અલીએ દાઢીનો બાલ મૂક્યો. બઢા જોઈ રીયા, કે આ શું ખેલ થઈ રીયો છે ! ફીદાઅલી બી મૂંઝાયા. ફીદા-અલીના લાખ, તો આપરા દોઢ લાખ. દાઢીનો ડંકો વાગ્યો, ને મૂંછ પૂંછ બની ગઈ. સમજ્યા શેઠિયા ?

[ હસાહસ થઈ રહે છે. ]

અજીત : શાબાશ.

તાહેર : એ બધી તમારા ખાનદાનની મહેરબાની છે, અજીત-બાપુ. તમારા જંગલનો પરતાપ. નહિ તો અમારી પાસે હતું શું ? દોરી અને લોટો.

અજીત : નસીબ તેજ હતું તો બધું થયું.

તાહેર : હાજી, હાજી. એના વિના કંઈ આસમાની સુલતાની થાય છે જી ? તકદીર પહેલું.

સુરેન્દ્ર : તાહેર શેઠ, આ લાકડાંના ટુકડા તમે મોકલાવો છો ?

તાહેર : હાજી. લાતીમાંથી માણસ ટોપલો નાખી જાય છે. બળ-તણમાં કામ આવે.

સુરેન્દ્ર : આ ટુકડા તો ફરનિચરના લાકડાના લાગે છે.

તાહેર : બરાબર છેજી. અમારો લાકડાંનો વેપાર. આ ગામની પાઈપલાઈન માટે અમે લાકડું પૂરું પાડેલું. અજીત-બાપુના જંગલનું જ લાકડું. પછી મારા સાહેબ, લોખંડની પાઈપોનો જમાનો આવ્યો.

સોરાબ : નાજી. સ્ટોકમાં રાખીને ફાયદો શો ? નાહક જગા રોકે.

સુરેન્દ્ર : હમણા હમણાં થોડીક પડી હોય, ને વેચી હોય એવું કંઈ યાદ છે ?

સોરાબ : નહિજી. માલ જ ના મિલે, પછી વેચું ક્યાંથી ?

સુરેન્દ્ર : ચોક્કસ ?

સોરાબ : કહો એના કસમ ખાઉં.

અજીત : ના રે ના. કસમ ખાવાની જરૂર નથી.

સોરાબ : પન આ બધું છે શુંજી ?

[સુરેન્દ્ર ખોખામાંથી ટૂકડો લઈ જોઈ રહે છે. પછી એની નજર સામેના ફોટા તરફ વળે છે ]

અજીત : સુરેન્દ્ર, હવે આ ગૃહસ્થોની જરૂર છે ? ન હોય, તો ઘેર જવા દઈએ. સોરાબજી તો સીધા દોડચા આવ્યા છે.

સુરેન્દ્ર : કશી જ જરૂર નથી. જઈ શકે છે.

અજીત : ઠીક ત્યારે. આવજો શેઠિયા. તમને બહુ તકલીફ આપી.

તાહેર : એમાં તકલીફ શાની, મહેરબાન સાહેબ.

સોરાબ : કામ હોય તો કહેવરાવવું જ જોઈએ, મારા શેઠ. આવજો.

[તાહેરઅલી અને સોરાબજી વિદાય લે છે. ભૂપેન્દ્ર બારણું બંધ કરી પાછો આવે છે. સુરેન્દ્ર સ્વીચબોર્ડ પાસે જઈ ઝાંખી લાઈટ કરે છે. અજીતસિંહ એમની આરામખુરસીમાં બેઠા બેઠા તાપે છે. લાકડાં લઈ તાપણામાં નાખે છે.

ફરીથી ધડીમ કરતો ધડાકો થાય છે. ભીંત પરનો ફોટો તૂટીને નીચે પડે છે.

સુરેન્દ્ર દોડીને તાપણામાંથી લાકડાનો ટુકડો બહાર કાઢી હોલવી નાખે છે ]

સુરેન્દ્ર : ભૂપેન્દ્ર, લાઈટ કર.

[ભૂપેન્દ્ર લાઈટ કરે છે. અજવાળે સુરેન્દ્ર પેલા લાકડાના ટુકડાને ખૂબ રસથી જોઈ રહે છે.]

સુરેન્દ્ર : ગોળી દાદાના ફોટાને વાગી છે. જો, એટલામાં જ હશે.

[ભૂપેન્દ્ર એ બાજુ જઈ શોધે છે.]

ભૂપેન્દ્ર : હા, આ રહી. પહેલાના જેવી જ છે.

સુરેન્દ્ર : લાવ, અહીં લાવ.

[ભૂપેન્દ્ર ગોળી લાવે છે. અડધા સળગેલા ટુકડાના પોલાણમાં સુરેન્દ્ર ગોળી બેસારે છે.]

સુરેન્દ્ર : (હસી પડી) હાહાહાહા !

અજીત : કેમ ? શું છે, સુરેન્દ્ર ?

સુરેન્દ્ર : તારો ખૂની જડચો.

અજીત : હેં ! ક્યાં છે ?

સુરેન્દ્ર : (લાકડું બતાવી) આ રહ્યો.

અજીત : આ ! મશ્કરી શું કરે છે ?

સુરેન્દ્ર : મશ્કરી નથી કરતો. મને શંકા તો હતી જ કે તારો ખૂની આ ઓરડામાં જ સંતાયો છે, અને તે માણસ નથી. બીજી વાર ગોળી છૂટી એ સુખદ અકસ્માત કહેવાય. એણે ખૂનીને આપણા હાથમાં સોંપી દીધો. (હસી પડી) કુદરત પણ કેવી ફાંટાબાજ છે !

અજીત : પણ સમજાવ તો ખરો. વાત શું છે ?

સુરેન્દ્ર : જો આ ટુકડો. અંદર પોલી નળી છે. એમાં આ ગોળી હતી.

અજીત : પણ છૂટી કેવી રીતે ?

સુરેન્દ્ર : નળીની અંદરની ભેજવાળી હવા ગરમીથી પાતળી થઈ. એણે ગોળી પર દબાણ કર્યું.

અજીત : બરાબર.

સુરેન્દ્ર : અને બંદૂકમાંથી છૂટે એટલા જોસથી ગોળી છૂટે

અજીત : બનવાજોગ છે.

સુરેન્દ્ર : બનવાજોગ નહિ, એમ જ બન્યું છે.

અજીત : પણ ત્યાં ગોળી આવી ક્યાંથી ?

સુરેન્દ્ર : એજ કુદરતની અદ્‌ભુત લીલા છે, અજીત. તેં કહ્યું તો હતું જ કે તારા દાદા ઝાડને ગોળીઓ મારતા.

અજીત : હા. મારતા હતા.

સુરેન્દ્ર : એ ગોળીઓ ઝાડમાં રહી જાય કે નહિ ?

અજીત : સંભવિત છે.

સુરેન્દ્ર : એ ઝાડ કપાયાં ને એમાંથી પાઈપ લાઈન બની. એ પાઈપમાંથી ટેબલ ખુરસી જેવા ફર્નિચરના પાયા બન્યા. એવી એકાદ નળીનો ટુકડો અહીં આવે. તું એને ચૂલામાં નાખે. નળીની બંધિયાર ભેજવાળી હવા ગરમ થાય. એ ગોળી પર દબાણ કરે.

ભૂપેન્દ્ર : ને ગોળી છૂટે.

સુરેન્દ્ર : દીવા જેવી ચોખ્ખી વાત છે. તારા પાગલ પૂર્વજ આજના ગોળીબાર માટે જવાબદાર છે. બીજું કોઈ નહીં.

અજીત : આ તો બહુ વિચિત્ર કહેવાય, સુરેન્દ્ર. વર્ષો પહેલાં દાદાજી વૃક્ષોને ગોળીએ વીંધતા. આજે એજ વૃક્ષના એક ટુકડાએ એમને ગોળીએ વીંધ્યા.

સુરેન્દ્ર : વૃક્ષે વેર લીધું.

[ટેલીફોનની ઘંટડી રણકે છે. ભૂપેન્દ્ર ફોન લે છે.]

ભૂપેન્દ્ર : હલો ! હલો ! કોણ છો તમે ? પોલીસ ચોકીએથી

ફોન કરો છો ? હાજી, બોલો શું છે ? ગોવુભાના જામીન કોણ થાય છે ? ઊભા રહો, હું બાપુને ફોન આપું છું. (ફોન મૂકી) ઈન્સ્પેક્ટર રાઠોડ.

સુરેન્દ્ર : (ફોન લઈ) એલાવ, મી. રાઠોડ ? હું સુરેન્દ્ર. જુઓ, જમીનદાર સાહેબના બધા માણસોને છોડી મૂકો. શું ? જામીન કોણ થાય છે ? કેમ વળી અજીતબાપુ પોતે. ખૂની તો મારા હાથમાં ક્યારનોય પકડાઈ ગયો છે. શું ? પોલીસને અહીં પકડવા મોકલો છો ? એવી કંઈ જરૂર નથી. હુંજ ત્યાં મોકલી આપીશ. ઠીક ત્યારે ગોવુભાને જલદી મોકલો. હું આ વિના બેઠો છું ક્યારનો. ચાલો. સાહેબજી. (ફોન મૂકી) ભુપેન્દ્ર, આ લાકડાનો ટૂકડો ને આ ગોળી ઈન્સ્પેક્ટર રાઠોડને આપી આવજે. બિચારાને ધક્કો ન થાય.

[બધા હસે છે. પડદો પડે છે.]

